# સીલૉનની તવારીખ.

લખનાર,

રતનશા રૂસ્તમજી ભુરી.
(કોલંબો.)

કીંમત રૂ૧ા.

# સીલૉનની તવારીખ

અંગ્રેજી ઉપરથી

તરજુમો કરી છપાવી પ્રગટ કરનાર,

**રતનશા રૂશતમજી ભુરી (કોલંબો.)**

મુંબઈ મધે

**વરતમાન છાપાખાનામાં**

ચરનીવાડી, નંબર ૧૪૧ વાલાં મકાનમાં

**મનચેરજી હોશંગજી જાગોસે**

માલેકને માટે છાપી પ્રગટ કરયું છે.

**કીંમત રૂ. ૧ાા.**

ઈસવી સને ૧૯૦૮.

યજદેજરદી સને ૧૨૭૭.

# અર્પણ પત્રીકા.

આ અદના પુસ્તક, મારા મુરબી બપાવા પેસ્તનજી બેરામજી ભુરી, જેવણ રોજ ૨૪ મો માહ ૫ મો ૧૨૭૭ યઝદેઝરદી અને મંગળવાર તા૦ ૪ થી ફેબ્રુઆરી ૧૯૦૮ ને દીને મુંબઇ ખાતે બેહેસ્તનશીન થયા છે તેવણને મારા તરફની મોહોબતની નીશાણી દાખલ અર્પણ કરૂં છું.

કુટુંબની જે સેવા તમોએ તમારી ચઢતીમાં બજાવી છે, અને પડતીમાં જે સહનશીળતા દેખાડી છે, તેના ગુણ ગાવાની શક્તી તમારા પૌત્રમાં નથી.

ગુનાહની માફી બક્ષનાર અયે દયાળુ દાદાર ! મારા મુરબીનાં રૂહને શાંતી બક્ષ !



આ ચોપડીના કર્તા,

રતનશા રૂશાતમજી ભુરી—કોલંબો.



**જનમ**—રોજ ૫ મો સંપદારમદ માહ ૮ મો આવાં શેનશાહી સને ૧૨૫૨ યઝદેઝરદી,—અંગ્રેજી તારીખ ૨૧ મી એપરેલ ૧૮૮૩—સંવત ૧૯૩૯ શાકે ૧૮૦૫ ના ચૈત્રી શુદ ૧૪ ને વાર શનેઉ.

# સીલોનનો ટાપુ.

## ત્રણ મોટા ધરમોનો પવીત્ર દેશ—લંકા.

### પ્રાચીન દંતકથાઓ અને મહાન પુરાણાં કાવયોપર મળી આવતો ઇતીહાસ.

આ ઈતીહાસ લખવાની મતલબ એક સાદી સરળ બાશામાં સીલોન(લંકા)નું બયાન કરવાની છે:—તેની આગલા વખતની કીરતી અને જાહોજલાલી, તેના શરૂઆતના રહીશો, શીંહલીઝ, ફીરંગી અને તયાર પછી દચ લોકોએ વારાફરતી એ દેશ ઉપર મેલવેલી જીત, અને તે બ્રીટીશ સતા હેઠળ કેવી રીતે આવવા પામયું તે આપણે જાણવું જરૂરનુંછે, કારણ કે આ દેશ ઘણા પુરાતન વખતથી બરતખંડ કે જે દેશમાં આપણે વસયે છીએ તેની સાથે અતલગનો સંબંધ ધરાવે છે. વળી આપણે કેટલાક ધંધાસર આ દેશમાં કુટુંબ સહીત આવીને રહયા છીએ તેઓને તો ખાસ કરીને સીલોનની આગલી તવારીખ જરૂરજ જાણવી જોઇયે.

દુનીઆના કોઈપણ ભાગનો ટાપુ, લાંબી મુદતથી, સીલોનના જેવો કીરતીવંત નહીં હશે. વલી એની કીરતી એક લોકમાં નહી પણ અનેક લોકમાં ગાવામાં આવી છે. ત્રણ મોટા ધરમનો એ એક પવીત્ર દેશ છે. હીંદુઓ એ દેશને માન આપે છે કારણ કે એ દેશ ઉપર રામે લંકાના રાજા રાવણ ઉપર ચઢાઇ કરી પોતાની વહાલી સીતા, જેનું લંકાના રાજાએ બાદશીપાસે હરણ કીધું હતું તેને પાછી મેળવી હતી. મુસલમાન લોકો જણાવે છે કે જયારે બાવા આદમ અને હવને બહેસતમાંથી હાંકી કાઢવામાં આવયાં સારે તે લોકોએ સીહલદવીપના "એડમ પીક" ઉપર રાહત મેળવી હતી. બુધીસત

લોકો એ દેશને બઉધ ધરમનું મધયસથાન ગણેછે. આદેશ બુધાને પયારો હતો અને જેની બુધાએ હવામાં ઉડતા આવી ત્રણ વખત મુલાકાત લીધી હતી.

એ દેશની રસાળ ભુમી મનને આનંદ આપનારી ખુશનુંમા સીનરી, રૂબી, નીલમ, હીરા માણેક અને મોતી, જાત જાતના તેજાના, પહાડોના ભીતરમાં અને નદીઓની રેતીમાં ભરેલો ખજાનો–એ સઘળું સાથે લેતાં તે એક મુસાફરને અજાયબ કરી નાંખે એમ હતું.

હીંદુ ભાઈઓ આ દેશને લંકા (તેજસવી દેશ)ને નામથી હજુપણ ઓળખે છે. વીજય અને તેના ગોઠીયાઓએ એને તમબાપાની નામ આપયું.

ગ્રીક લોકો એને તાપ્રોબેન કહે છે કે જે નામથી મીલ્ટન પણ પોતાની કવીતામાં એ દેશનું વરણન કરી ગયોછે. આરબ લોક એને સીરેનડીપ કહી ગયા છે. વલી એને સીંહલદવીપ (સીંહની ઓલાદનો ટાપુ) પણ કહેવામાં આવે છે. અને હાલનું નામ સીલોન પણ સીંહલદવીપને મળતું છે.

સીલોનની હદ ફકત ૨૫૩૩૩ ચોરસ માઈલ છે. ઇંગલંડ એનાં કરતાં બમણું અને ઇંડીયા ૬૧ ગણું વધારે છે. એની મોટામાં મોટી લંબાઈ ઉતરથી દક્ષીણ ૨૭૧ માઇલ, અને મોટામાં મોટી પોહોળાઇ ૧૩૭ાા માઇલ છે. એનો ઘેરાવો ૭૬૦ માઇલ છે.

કવીશવર વાલમીકીએ આશરે ૩૦૦૦ વરસ ઉપર લખેલી રામાયણ નામની કવીતામા સીલોનનું પેહેલવેહેલું વરણન નજરે પડે છે. અયોધયા (અઉધ) નગરીના રાજાના પુત્ર રામચંદરજીને સીતા નામે પતની હતાં. રામે પોતાની સાવકી માતાનાં વચન ખાતર જયારે તે પોતાની ખુબસુરત પતની સાથે મધય હીંદુસતાનનાં જંગલોમાં વનવાસ ભોગવતો હતો તે અરસામાં લંકાના રાજા રાવણે જયારે સીતા એખલી હતી તયારે એનું હરણ કરી પોતાની લંકાપુરી નગરીમાં ઉચકી લઈ ગયો. આથી રામે પોતાની સ્ત્રી પાછી મેળવવા એક મોટું લશકર ભેગું કીધુ અને તે કામમાં દક્ષીણ હીંદુસતાનમાં વસતી સઘળી દેશી કોમે રાજા અને રઈયતે રામને બની શકતી મદદ આપી. વાંદરના રાજા હનુમાને જે જગાને આપણે Adam's bridge કહીએ છીએ તે રેતીની પાળ રામના લશકરને પસાર થવા બાંધી હતી. બાર વરસની લાંબી લડાઇ પછી રાવણનાં મુખય નગર લંકાપુરાને ઘેરો ઘાલી જીતી લઈ રાવણને મારી નાખી સીતાને ખુશાલી વચે પાછી મેળવી. રામાયણ ઉપરાંત, દીપાવનસા, મહાવનસા, રાજાવાલીયા, રાજા રતનકારય, નામનાં સીંહલીઝ પુસતોકોમાંથી પણ એનું બયાન મળે છે.



# પ્રકરણ બીજું.

## (વીજય. B. C. 543-505)

ગઉતમ બુધાનું મરવું અને વીજયનું આવવું, લંકાના ઈતીહાસની શરૂઆત કરે છે. B. C. 543 ઉતર હીંદુસતાનના મગધામા આવેલા લાલા પ્રાંતના રાજા સીંહાબાહુને વીજય નામે કુંવર હતો. સીંહાબાહુની માતા વાંગા (બેંગાળ) દેશની રાજકુંવરી હતી. તેણીએ સીંહ સાથે લગન સંબંધ કીધેલો કહેવાય છે, પણ વીચારી જોતાં કદાચ એમ જણાય છે કે તેણીએ હલકી જાતના માણસ સાથે લગન કીધાં હોય, અને જેનું નામ સીહા અથવા સીંહ હોય. લાલા પ્રાંતની નગરી સીહાપુરા ખાતે લુચ્ચા લફંગા માણસોની ટોળીનો વીજય સરદાર થયો અને આથી દેશમાં કાવત્રાં, દગાફતકા અને લુટફાટ આસાધારણ વધી પડી. કુંવરની ખરાબ ચાલચલણની ફરીઆદ લોકોએ રાજાને કીધી જેણે એ વખત વીજયને સખત રીતે ઠપકો દીધો, પરંતુ વીજયને એની કશી અસર થયલી જણાઇ નહી અને જયારે જુલમાત ચાલુજ રહયો તયારે લોકોએ ગુસામાં આવી વીજયને એકદમ ફાંસી દેવાને રાજાની પાસે માંગણી કીધી. રાજાએ આથી સગળા બદમાશોને દેશ નીકાળની સજા કીધી. અને વીજય અને તેના ૭૦૦ સોબતીઓને એક મોટાં વહાનમાં ઘાલી ભર દરીએ નીરાઆધાર છોડી દીધા. બીજાં વહાનમાં એ લોકોની ઓરતો અને ત્રીજામાં છોકરાં, એપ્રમાણે જુદાં જુદાં વહાનમાં મુકી દરીયાની મરજી ઉપર છોડી દીધા. આથી મરદો એક ઠેકાણે, ઓરતો બીજે ઠેકાણે અને બચાંઓ ત્રીજે ઠેકાણે એમ જુદી જુદી જગયાએ ધસડાઈ જઈ આખરે બચવા પામેલા જુદા જુદા દેશોમાં જઈ પડયાં. પ્રથમ તો વીજય હીંદુસતાનની પુરવે આવેલાં એકાદ બંદરે ઉતરવા પામયો. પણ રખેને પોતાના સોબતીઓની બદમાશીથી તયાંના લોકો પણ એની સામે ઉસકેરાઇ જાય, એમ બીહી જઈ ફરીથી વહાનમાં ચઢી બેઠો અને સીલોનમાં આવેલાં પુતલમ ખાતે ઉતરયો. B. C. 543

સીલોનમાં આ વખતે જે જાત રહેતી હતી તેને વીશે બરાબર જણાયું નથી. શરૂઆતમાં કદાચ તેઓ દક્ષીણ હીંદુસતાનની પાડોશના કોસટા તરફથી ઉતરી આવી હોય. આ જાત ચઢાઇ કરનારા કરતાં બહુ અભણ અને બળહીન હોવાથી સામે તકકર ઝીલી શકી નહીં. દેશ જીતી લેનારાઓ આ લોકોને યકશા અને નાગ નામથી બોલાવવા લાગા. તેનું કારણ જેમ હાલમાં કેટલાક મગરૂર ઇંગ્રેજો હીંદીવાનોને "નીગર" (સીધી)નાં નામથી બોલાવે છે તેમ ધીકકારને ખાતર હોય યાતો યકશા અને નાગ લોકો રાક્ષસ અને સાપની પુજા કરનારા હોય તેથી અથવા

તો એઉ કારણથી. યાખા (યકશા) લોકો દેશના મધય ભાગમાં રહેતા હતા અને એ લોકોનુ લંકાપુરા નામે રાજનગર હતું. નાગ લોકો ઉતર અને પશચીમ ભાગોમાં રહેતા હતા અને પોતાના સધળા વીસતારને નાગદીપ કરી કહેતા હતા.

વીજય અને તેના ૭૦૦ સોબતીઓ આ ઉપલાં લોકોની વચે આવી ઉતરયા. જે બાજુ હાલમાં પુતલમ છે તે બાજુ તેઓ ઉતરેલા કહેવાય છે. દરીયાની લાંબી મુસાફરીથી થાકેલા અને કંટાળેલા "ભલે પધારો" એમ કેહેતો હોય એવી દરીયાના કીનારાપર આવી વીસામો લેવા ભોંયપર ફશડાઈ પડયા. એમ કેહવાય છે કે જયારે તે લોકોએ વીસામો લેવા બેસતી વખતે પોતાના હાથ જમીન ઉપર મુકયા તે વખતે હાથની હડેલીઓ લાલ રંગની ધુળથી ખરડાયલી જોઈ. અને તેથી તે જગાનું નામ (તમબા=તાંબુ અને "પાની"=હડેળી) તમબાપાની આપયું. આ નામ પાછળથી આખા ટાપુને આપવામાં આવયું અને ગ્રીક લખનારાઓએ લીધેલું "તાપ્રોબેન" પણ એ ઉપરથીજ પડેલું છે.

કીનારે ઉતરયા પછી થોડેક વખતે વીજયની ટોળી માંહેલા એકે કુતરો જોયો અને તેની પુછ પકડી તેની સાથે ગામમાં ગયો. જયાં કુતરા હોય તયાં ગામ હોવુ જોઇએ એમ તેણે ધારયું પરંતુ ગામડાંને ઠેકાણે તે એક તળાવ પાસે આવી લાગયો કે જેની બાજુએ એક જોગણ જેવા વેશમાં બેઠેલી સ્ત્રી સુતર કાંતતી જણાઈ. આ દેખાવ જોઈ તે બાપડાને તળાવમાં નાહાવાનું અને અંદરથી થોડાંક મુળીયાં ખાવા માટે એકઠાં કરવાનું મન થયું, પણ જયારે તે આ કામમાં મશગુલ હતો તયારે તે જોગણે (જેણી યકશા શાહજાદી "કુવેની" હતી) એકદમ ઉઠી, તે ગભરાતમાં પડેલાને પકડીને એકાદ ગુફામાં ફેકી દીધો. એક પછીએક એમ વીજયના ચેલાઓને બંદીવાન કીધા પછી વીજય પોતે તયાં આવી ચઢયો, તેણે જોયું કે સધળાં પગલાં આ તળાવની અંદર જતાં જણાય છે પણ કોઈનાં પગલાં બહાર નીકળયાં નથી તેથી તેને આ યાખી સ્ત્રી ઉપર મજબુત શક ગયો.

ગુસામાં આવી જઈ વીજયએ કુવેનીનો તોટો પકડયો અને મારી નાખવા જતો હતો એટલામાં તેણીએ એકાએક પોતાનુ પાપ કબુલ કરી દીધું અને તેના મીત્રોને તેને હવાલે કીધા. તયારબાદ વીજયે કુવેની સાથે લગન કીધાં અને કુવેનીની મદદથી દેશીઓ સાથે મીત્રાચારીથી રહેવાને શકતીવાન થયો. એક દીવસ શ્રી વાસતુપુરા ખાતે લગનની મેજબાનીમાં સધળા દેશી સરદારોને જમવાનું ઇજન દેવામાં આવયું અને જયારે સધળા એકઠા થયા તયારે વીજયના છુપા હુકમથી તેઓની કતલ ચલાવી દીધી. આથી બાકી રહેલા સરદારોએ વીજયને પોતાના રાજા તરીકે સવીકારયો. પુતલમની પુરવ દીસાએ બધાને શરણ કરી વીજયએ "તમાના નુર" નામ શેહેર વસાવયું. હવે વીજય ખરી રીતે દેશનો મહારાજા

થયો. તેટલા માટે આપણે એને અને એના ગોઠીયાઓને હવેથી "સીંહલીઝ" તરીકે બોલવાનું શરૂ કરીશું. (સીહલીઝ-સીંહની ઓલાદ) કારણકે વીજયના બાપનું નામ સીંહાબાહુ હતું એતો આપણે જાણુયે છીએ. આ પછી આ બેટને પણ દેશ જીતનારનું નામ મળયું.

નાગ અને યકાને સદંતર વશ કરતાં ઘણા વરસો વહી ગયાં, કારણકે આપણને ઇતીહાસ ઉપરથી માલમ પડે છે કે તેઓ પણ પોતાના સરદારો, શેહેરો અને લશકર ધરાવતા હતા. વીજયના ગોઠીઆઓ દેશના જુદા જુદા ભાગમાં પોતાની સતા જમાવી નાનાં રાજ વસાવી સરદારી ભોગવવા લાગા-તેઓમાંના એકે ઉતર તરફ નીકળી જઈ જયાં હાલે અનુરાધાપુર છે તયાં વસવાટ કીધો. બીજો તેથી ઉપર ગયો અને ઉપતીસા વસાવયું. ત્રીજે પુરવમાં વીજીતપુરા વસાવયું, તયાર પછી આ ખંડીયા સરદારોએ વીજયને તેઓને ઉપરી રાજા થવાનો આગ્રહ કીધો પણ વીજયે જયાંસુધી પોતાના દરજજાની રાણી નહીં મળે તયાં સુધી તેમ કરવાની ના પાડી. આ ઉપરથી અમીરોએ દક્ષીણ હીંદુસતાનમાં આવેલા પંડીયા (મદુરા) દેશના રાજાની કુવરી સાથે વીજયનું સગપણ કરવામાટે માગું મોકલયું. આ માગણી તરતજ કબુલ કરવામાં આવી અને દેશના અમીર ઉમરાવોની ૭૦૦) દીકરીઓ સાથે શાહાજાદીને લંકા વીદાય કીધી. તેણીને વીજય સાથે ધામધુમથી પરણાવવામાં આવી અને તયાર પછી રાજયા ભીશેકની ક્રીયા મોટા ઠાઠ સાથે કરવામાં આવી અને જે ૭૦૦) સાહેલીઓ શાહાજાદી સાથે આવી હતી તેઓને રાજાના ઉમરાવો સાથે જાત અને દરજજા પ્રમાણે પરણાવી દીધી. સીંહલીઝ ઇતીહાસમાં જાતીભેદ લખાયલો આ પેહેલીજ વખત નજરે પડે છે. જો કે એ રૂઢી વીજયની સાથે સીલોનમાં આવેલી હોવી જોઈયે.

પણ યકસા શાહજાદી કુવેની જેણીને વીજયથી બે ફરજંદ (દીકરો અને દીકરી) થવા પામયાં હતાં અને જેણી વીજયની હકદાર ઓરત અતયાર સુધી હતી, અને જેની મદદથી દેશ પચાવી પાડવાને એ ઘણી શકતીવાન થયો હતો તે બીચારીનું શું થયું ? વીજયે એક અજાયબ કારણ બતાવી તે બાયડીને પડતી મુકી. "રાજાની દીકરી, ઈંડીયન શાહજાદી એક નાજુક, બીકણ અબળા છે."વીજયે બચાવ કીધો તેટલા માટે "તારાં છોકરાં મને સોંપી મારૂં ઘર છોડી જા." "પણ હું કયાં જાઉં?" કુવેનીએ તકરાર લીધી, "તારે ખાતર મેં પોતીકી જાતવાળા સાથે લડી તેઓની કતલ કીધી, અને હું ધાસતી રાખું છું કે તે લોકો મારાપર વેર લેશે, અને તું પણ ઘાતકી રીતે મને તજી દે છે અને હું કયાં જઈશ? કુવેનીએ વીલાપ કીધો. વીજયે પોતાનાં સંસ્થાનમાં તેણીને માટે એક જગ્યા બનાવી આપવા કબુલયું, પણ તે દુખથી આજેજ થયલી અબળાએ ધીક્કારથી તે માગણી નહી

કબુલ કીધી અને પોતાનાં ફરજંદ સાથે પોતાની જાતવાળાઓને પાછી જઈ મળવા અરજ ગુજારી, તે લોકોએ અલબત, તે બેવફા સ્ત્રીને મારી નાંખી અને બાળકોએ નાસી જઈપોતાનો જીવ બચાવયો. તેઓ "આદમ પીક"ની ટેકરીની પડોશમાં નાશી છુટયાં અને ત્યાંના રાજાના આશરા હેઠળ એક મોટી ઓલાદ વસાવી દીધી. જેઓને હાલ "વેદા" કહેવામાં આવે છે, તેઓ એ લોકોમાંથી ઉતપન થયલા કહેવાય છે.

૩૪ વરસ સુધી (ઇસવીસન પુરવે ૫૪૩-૫૦૫) સ.લોનમાં વીજયે રાજ ચલાવ્યું. રાજયાભીશેક પછી કાંઈ પણ જાણવાજોગ બન્યું નથી. પાછલા દીવસોમાં, તેના પછી ગાદીપર કોણ આવશે એ વીચારોથી એનું ભેજું ભારી થવા લાગ્યું-કારણકે તેની હીંદુ રાણીને કાંઈપણ સંતાન થયું નહી હતું તેથી તેણે "સીંહાપુરા"થી પોતાના ભાઇમાંના એક "સુમીતા"ને બોલાવવાનો ઠરાવ કીધો અને તે માટે એક કાગજ મોકલવામાં આવ્યું, પણ તે કાગજ મળે તેની ઘણી આગમજ વીજય આ ગેતી દુનીયા છોડી મીનોઈ દુનીયા તરફ કુચ કરી ગયો.



## પ્રકરણ ૩ જું.

### ઇ૦ સ૦ પુરવે ૫૦૫-૩૦૭.

ઉપતીસા, સીંહલીઝ લોકોના વડા સરદારે હવે રાજની લગામ લીધી, અને ઉપાતીસાનુરા'ને રાજધાની બનાવી એક વરસ રાજ ચલાવયું. જયારે વીજયનું કાગજ સીંહાપુરા જઈ પુગું ત્યારે સુમીતા પોતાના બાપની ગાદીએ તે દેશના રાજા તરીકે નેમાઈ ચુકો હતો. પોતે નહી જઈ શકવાથી પોતાના ત્રણ દીકરામાંના સઉથી નાના પાનડુવાસાને વીજયે લીધેલા નવા રાજ ઉપર હકુમત ચલાવવા મોકલી આપયો, અને ઉપતીસા ખાતે એના આવી પુગવાથી રાજની લગામ એકદમ એને હવાલે કરવામાં આવી.

પાનડુવાસાનું રાજ ઇ૦ સ૦ પુ-૫૦૪ થી શરૂ થાય છે. એણે પણ પોતાના કાકા વીજય પેઠે ઈંડીયન કુમારીકા સાથે શાહદી કીધી જેણી ગઉતમબુધાની સગી થતી હતી. પાછળથી તેણીના ૬ ભાઇઓ લંકામાં આવ્યા અને દેશમાં વહેંચાઇ જઈ જુદા જુદા સંસ્થાનો વસાવી પોતાના નાંમો સંસથાંનોને આપયાં. પાનડુવાસાએ અનુરાધાપુરી વસાવતાં અભયવેવ નામે મોટું તળાવ બંધાવ્યું. એજ પહેલું તળાવ છે કે જે વીશે કાંઈ પણ નોંધ લેવાઈ છે. સુમારે આજ વખતે સીંહલદ્વીપને ત્રણ પ્રાંતમાં વહેંચી

નાખેલો જણાય છે. ત્રીસ વરસના રાજ પછી પાનડુવાસા મરણ પામ્યો અને એના દશ દીકરામાંથી સઉથી વડો દીકરો અભય ગાદીપર આવ્યો. ઈ૦ સ૦ પુ-૪૭૪. અભય બહુ નરમ અને નબળો રાજા હતો. એનુ રાજ ફક્ત એના ભાણેજ પાનડુકાભયના બળવા માટે જાણીતું થયું છે. એવી અગમચેતી કરવામાં આવી હતી કે પાનડુકાભય એના મામાઓને મારી નાંખી રાજ પચાવી પાડશે. આથી તેના મામાઓએ એને મારી નાંખવાની વેતરણ કીધી પણ તેમાંથી તે બચી જઈ એક પઈસાદાર બ્રાહમણ પાસે જઈ રહયો. જે બ્રાહમણે રાજાની સઘળી જરૂરી રાજવીદ્યામાં એને પ્રવીણ બનાવ્યો અને પૈસાની અને લશકરની મદદ આપી લડવા મોકલ્યો. એક મોટું લશકર જમા કરી મહાવીલીગંગા આગળ એક મજબુત જગા રોકી એ પડયો અને પોતાના મામાઓની સામે કેટલાંક વરસ સુધી ટક્કર ઝીલી, જયારે રાજા અભયે પોતાના ભાણેજની જીત સાંભળી ત્યારે તેણે એની ઉપર એક કાગજ લખી છુપી રીતે નદીની દક્ષીણ દીશાએ આવેલો સઘળો મુલક હવાલે કરી દીધો. આ ભાગલાથી રાજાના ભાઈઓ ગુસ્સે થઇ રાજાને પદભ્રષ્ટ કરી પોતાનામાંથી 'તીસા'ને રાજગાદીપર બેસાડયો, પરંતુ દેશના સરવોપરી રાજા તરીકે સીંહલીઝ લોકો તરફથી કોઇનો સ્વીકાર કરવામાં આવ્યો નહી. પાનડુકાભય અને તેના ૮ મામા વચ્ચે ૧૭ વરસ સુધી લડાઈ ચાલુ રહી કારણકે દેશમાંથી અભય અને બીજો જણ એની સાથે મીત્રાચારી રાખતા હતા.

છેવટે પાનડુકાભયે યખા લોકોની મદદ માંગી, અને એની પોતાની ટોળીના ઘણાઓ એક પછી એક જોડાતા ગયા. આ લશકર વડે એણે અરીદ્દા પહાડ જીતી લીધો (રીતગલા) અને જયારે એના મામાઓ સામે થયા તયારે તેની ઉપર બહાદુરીથી તુટી પડી તેઓને કાપી નાખી લશકરને નાશભાગ કરી દીધું. ઈ૦ સ૦ પુરવે ૪૩૭.

જયારે એણે રાજની સતા પોતાના હાથમાં લીધી તયારે પાનડુકાભય ૩૭ વરસની ઉમરનો હતો. જે મામાઓએ એની સાથે દોસતી રાખી હતી તેઓની જીંદગી એણે બચાવી લીધી. તેઓને તેમજ જે ઉદાર બ્રાહમણે એને રક્ષણ આપયું હતું તેના દીકરાને એણે જવાબદારીવાળી માનવંત જગયા સોંપી. જે યકસા લોકોએ એને મદદ કીધી હતી તેઓને જમીન ભેટ આપી સારી પેઠે નવાજયા. વળી તેણે એવો હુકમ કીધો કે જે દેવતાઓને યકસા પુજતા હોય તેઓને દર વરસે બળીદાન આપવું.

રાજા ખરેજ બહુ રહેમ દીલ અને છુટા વીચારનો હતો. તેણે એક મોટી ધરમશાળા જુદાજુદા ધરમના ૫૦૦ માણસો રહી શકે એવી બંધાવી આપી હતી. આ વખત સુધી 'ઉપતીસા—તુવરા' સીંહલીઝ લોકોનું રાજનગર હતું.

પાનડુકાભયે અનુરાધાપુરાને પસંદ કીધું અને અનુરાધાપુરા ખાતે રાજગાદી બેસેડી તેને રાજનગર લાયકનું શેહેર બનાવયું. ૧૦૦૦ વરસ સુધી અનુરાધાપુરા રાજગાદી શેહેર તરીકે રહયું હતું. જયવેવા અને ગામી નીવેવા નામે બે તળાવો એણે આ છેલ્લાં શેહેર મધે બંધાવયાં. ફાંસી દેવાની જગયા અને આરામગાહાભુમી બંધાવી એણે શેહેરને સવચછ અને સુખશાંતીથી ભરપુર રાખવાની ગોઠવણ કીધી. એણે લંકાના સઘળા ભાગોમાં ગામડાંઓની હદ નકી કીધી. એણે ૭૦ વરસ રાજ કીધું.

પાનડુકાભયનો દીકરો મુતાસીવા એની ગાદીએ આવયો, જેણે ૬૦ વરસ રાજ્ય કીધેલું કહેવાય છે. એનું રાજ્ય કાંઇ પણ લડાઈ વગર સુલેહશાંતીથી ભરપુર રેહેવા પામયું હતું. અનુરાધાપુરા ખાતે શેહેલગાહ માટે એક વાડી એણે બંધાવી. એ વાડી બંધાતી વખતે ભારે વરસાદ પડયો હતો અને તેથી એનું નામ મહા-મેઘ આપવામાં આવયું. (મહા-મોટો-મેઘ-વરસાદ) એ વાડી વીશે આપણે ફરીથી સાંભળીશું. ઈ૦ સ૦ પુરવે ૩૦૭માં રાજા મરણ પામયો અને એનો દીકરો તીસા રાજા થયો. એના વખતમા લોકોના ધરમમાં મોટો ફેરફાર થયો.



## પ્રકરણ ૪ થું.

વીજયના લંકામાં આવવા અગાઉ ઉતર હીંદુસતાનના અઉધ પ્રાંતમાં આવેલા કાપીલાવસ્તુ શેહેરમાં સકીયા જાતીનો રાજા રાજ કરતો હતો. આ રાજાને સીદરથ નામે શાંત અને એકમારગી સ્વભાવનો દીકરો હતો. એને રાજની મોટાઇમાં ઉછેરવામાં આવ્યો અને લગન પણ થઇ ચુકાં હતાં. પરંતુ ૨૯ માં વરસની ઉમરે એણે સઘળી મોજ શોખ, રાજ માનપાન, સંસારી ઇચ્છા, લોભ, લાલચ વગેરે સઘળું તજી દઈ ખુદાઇ વીચારોપર ધરમ ધ્યાન ધરી જીંદગી ગુજારવા લાગ્યો. સંસારી વેદના, મનની ચીંતા, અને માયા મોહથી કેમ મુકત થવું એ મુશ્કેલ બાબદનો તેને વીચાર થવા લાગ્યો. તેના ઉપાયમાં ૬ વરસ સુધી એક જગ્યાએથી બીજી જગયાએ એમ ભટકયા કીધું અને જાત જાતની તદબીરો લગાવી જોઈ, ધરમગુરૂ અને ધરમ ઉપદેશકોએ સમજાવેલી રીતીનીતી પ્રમાણે ચાલી જોયું. જુદા જુદા ધરમનો અભ્યાસ કરી જોયો, મન વશ કરી વનવાસ રહી જોયું, પ્રાયશચીતની કસોટી કરી જોઈ પણ સઘલુ ફોકટ. આખરે એક ઈલાજ સુઝ પડયો. દુઃખનું કારણ સંતોશ નહી પામેલી ઈચ્છા, તેટલા માટે દરેક ઇનશાને ઇચ્છા તજી દેવી જોઇયે. ઈચ્છાનો જડમુળથી નાશ થવાથી દુઃખમાંથી છુટકારો થશે. નવા પંથનો આ એક મુખ્ય ઉપદેશ હતો. એની સાથે બીજાં મતો

વીટળાતાં ગયાં અને એ સઘળાં મતો એકંદર રીતે આજે બુદ્દીઝમનું શીક્ષણ ગણાય છે. ગઉતમ હવે બુધા (બુધી પ્રકાશ) બની ગયો. ૪૫ વરસ સુધી એણે એના ધરમના કાનુન સમજાવ્યા અને તેથી ઉતર હીંદુસ્તાનના મોટા ભાગે આ નવી દીન કબુલ કીધી. બુધાએ લંકાની ત્રણ વખત મુલાકાત લીધી હતી. પહેલો દેખાવ 'બીનટેને' તરફ યકસાની લડાઈભુમી ઉપર થયો. જયાં એણે વરસાદ, તોફાન, ગાજવીજ અને અંધકારથી લોકોને ગભરાવી મુકયાં. બીજી મુલાકાત એક હીરા-જડીત તાજની માલેકી માટે ૨)નાગરાજા વચ્ચે પડેલા વાંધાની સમાધાની લાવવા માટે અને ત્રીજી મુલાકાત એ પછી ત્રણ વરસે કેલાનીના નાગરાજાની માંગણીથી આવી ધરમ ઉપદેશ કરવાનું હતું. બુધાએ પોતાનાં પગલાંનો છાપ આદમ પીક ઉપર પાડેલો કહેવાય છે. બુધાનાં મરણ પછી (ઈ. સ. પુ. ૫૪૩-૪૭૭) ઈંડિયામાં ત્રણ મોટી સભાઓ ભરવામાં આવી હતી. એ સભાઓનું કામ ગઉતમ બુધાની ખરી ફીલસુફી કઇ હતી તે સમજાવવાનું હતું. આ દરમ્યાન કોઈ વખત અશોકા (શોક વગરનો) અને કોઈ વખત પીયદાસી (ખુશાલી જોનાર) નામથી જાણીતો થયલો રાજા, અને જેને સીંહલીઝ લખાણોમાં ધરમશોક તરીકે બતલાવવામાં આવ્યો છે તે બઉધ ધરમમાં વટલી ગયો. તે મગધા (Maghda) પ્રાંતમાં આવેલા પટણા દેશનો રાજા થતો હતો, પરંતુ પોતાનો અમલ થોડા વખતમાં ઉતર હીંદુસ્તાનમાં વધારી દીધો. તે બુધાનો એક પુજય ચેલો હતો, અને ધરમનો ફેલાવો દરેક ઠેકાણે કરવાનો જબરો હોંશ ધરાવતો હતો; એણે બુધીઝમને રાજય અને પ્રજાકીય ધરમ બનાવ્યો. બુધીસત ધરમના તકરારી કાનુનોનો ફડચો કરવા જે ત્રીજી સભા ભરવામાં આવી હતી તેણે સભામાં ધરમ ઉપદેશકોને પારકા દેશમાં મોકલવાનો ઠરાવ કીધો અને એ માટે જે દેશ ચુંટી કાઢવામાં આવ્યા તેઓ માંહેલો એક લંકાદ્રીપ હતો. લંકાને માટે ખરેજ બુધીસત ધરમગુરૂમાંના એક મહા વીદ્રાન પુરૂષ અશોકના દીકરા માહીનદાને ચુંટી કાઢયો, આશરે ઈ૦ સ૦ પુ. ૩૦૮ માં એ અને બીજા ચાર મુખ્ય ધરમ સમજાવનારા સીલોનમાં બુધીઝમ લઈ જવાની તક જોતા રહયા હતા.

## પ્રકરણ ૫ મું.

### "દીવાનમ પાયાતીસા" (ઇ૦ સ૦ પુ. ૩૦૭-૨૬૭).

જયારે તીસા રાજા ગાદીપર આવયો તયારે કેટલાક અદભુત બનાવો બને લા કહેવાય છે. કીમતી ધાતુ અને હીરા રતન માણેક જે જમીનની અંદર ભરા

ઈ રહેલાં હતાં તે હવે સપાટીપર દેખાવા લાગાં. ભાગેલાં વહાણોનો ખજાનો, અને દરીયાની તળેટીએ રહેલાં મોતી પોતાની મેળે કીનારે ખેંચાઇ આવયાં. અનુ રાધાપુરા નજદીક જમીનની અંદરથી તરણ સુંદર બાંગુ ઉગી નીકળયા. એક બાંગુની ઉપર સુંદર સોનેરી વેલા,બીજા ઉપર ભાતભાતનાં અને જાતજાતનાં રંગનાં પ્રફુલીત થયલાં ફુલો અને ત્રીજાપર જુદી જુદી જાતનાં રંગીન પક્ષીઓ દેખાવા લાગયાં. જે ધરમ ગુરૂઓએ તીસાનો ઈતીહાસ લખયો છે તે લોકો આ ઉપલી સઘળી બાબદોનું વરણુન કરે છે. કારણ કે આ રાજા બુધીસત ધરમ ગુરૂનો દોસત અને મુરબી હતો. એ રાજાને દેવનામપીયાતીસા (ખુદાની ખુશાલી) તરીકે બોલાવવામાં આવયો છે. તીસા અને અશોકા જોકે કોઈ દીવસ ભેગા નહી થયા હતા તે છતાં એક લાંબી દોસતી ધરાવતા હતા. આ દોસતીનો ગાંઠ મજબુત કરવાને એક એલચી ખાતું કીમતી ભેટ સાથે અશોકાપર મોકલવાને તીસાએ ઠરાવ કીધો. તરણ જાતના હીરા, ત્રણ રતન જડીત રાજરથ, એક રતનજડીત જમણી બાજુનો શંખ અને આઠ જાતનાં મોતી ભેટ તરીકે મોકલી આપયાં. આપણે યાદ રાખવું જોઇયે કે આ વખતે સઘળા સીંહલીઝ બ્રાહમણ ધરમ પાળતા હતા. વીજય પોતે પણ બ્રાહમણ હતો. અનુરાધાપુરાથી નીકળેલું એલચીખાતું ઉતર તરફ જઇ તયાંથી જે બાજુ હાલ જાફના છે તે બાજુએ આવેલાં બંદરપરથી વહાણમાં બેસી ૭ દીવસમાં પટણા જઈ લાગા અને અશોકાને નજરાણું સવાધીન કીધું. એ શહેનશાહ આ કીમતી ભેટોથી ઘણો ખુશી થયો અન ભેટ લઈ આવા નારને કીમતી સીરપાવ આપી પોતા તરફથી બીજી તેવીજ કીમતી ભેટ સાથે પોતાના એલચીઓને પણ તીસાના એલચી સાથે રવાને કીધા. આ ભેટોમાં ગંગા નદીનુ પાણી અને રાજાને તેલ ચોળી અભીશેક કરવાની ક્રીયામાં વપરાતી કેટલીક ચીજો સમાયલી હતી. અશોકાએ વળી આ તક નકામી ગુમાવી નહી દેતાં જે દીનની પાછળ પોતે હોંશથી વળગી રહયો હતો તેનો ફેલાવો કરવાની સોનેરી જોગ વાઈ હાથ લીધી. તલવાર અને તાજની ભેટો ઉપરાંત તીસાને તેણે એક બે બોલ ધારમીક શીખામણના પણ સાથે મોકલયા "મેં પોતે બુધામાં, તેના ધરમમાં અને તેના ધરમાધીકારીપણામાં આશરો લીધો છે. અશોકાએ લંકાના રાજાને કહેવાડયું. એ મનુશયના રાજા આ ઉમદા આશીરવાદની સચાઇ અંતકરણની ખાતરી સાથે તારા મનમાં પુરેપુરી ઠસાવ અને ખરા ભાવ અને શુધ આકીનથી તું પોતે પણ આ મુકતીની છાયા નીચે આવ."

તીસાનો રાજયાભીશેક અતયાર અગાઉ થઈ ગયો હતો. એને અશોકનો બરોબ રીયો ગણવામાં આવયો છે. ઈંડયન મહારાજાએ મોકલેલી શીખામણ તીસાએ કબુલ રાખી અને નવો ધરમ દાખલ કરવાની હીમાયત કરવાથી એણે બીજી વખત રાજયાભીશેક કરયો. ઈ૦ સ૦ પુ૦ ૩૦૭માં માહીંદાસીલોનમાં આવી પુગો.

અનુરાધાપુરા નજદીક આવેલા મીહીનતલે પહાડ ઉપર માહીનદાની તીસા સાથે પહેલી મુલાકાત થઈ. રાજા તુરતજ બઉધ ધરમમાં વટલી ગયો અને એનો દાખલો અમીર ઉમરાવોએ અને હજારો લોકોએ લઈ લીધો, કારણકે નવા ધરમ ઉપદેશકની વાયજી તેમજ તેની કીરતી અને વઇરાગી જીંદગીએ તેની તરફ લોકોનાં ટોળાંઓને તે જયાંબી ગયો તયાં ખેંચી લીધાં અને જેઓએ એની વાયજી ધયાન દઈને સાંભળી તેઓ ઉપર અલબત ઉંડી અસર થવા પામી. માહામેઘા વાડી માહીન્દ અને તેના સાથીઓ નવા ધરમનો ફેલાવો કરવાને અને ધરમગુરૂઓને સગવડ કરી આપવાને જરઝવેરાતની કશી દરકાર કીધી નહી. ધરમાદા ખાતે એણે પુશકળ જમીન ભેટ કરી દીધી. મહાવીરા નામે મોટું મઠ બંધાવી આપયું અને આ દેશમાં બુધની યાદગારીની કાંઇ પણ નીશાની નહી હોવાથી માહીનદાની સુચનાથી એ સદગુરૂનું જમણી બાજુનું હાંસડીનું હાડકુ લઈ આવવાને અસોકાપર માણસો મોકલ્યાં. એ યાદગારીનાં ચીનહને બીજી તેવજ યાદગારીની ચીજો સાથે તુરતજ મોકવામાં આવયું. આ ચીનહને દાટી તેની ઉપર થુપારામા દાગોબા બાંધવામાં આવયો.

રાજાના નાના ભાઈની સ્ત્રી શાહજાદી અનુલાએ પોતાની ટોળીની ૫૦૦ સ્ત્રીઓ સાથે ભીખુની (જોગણ) તરીકે દાખલ થવાની પરવાનગી માંગી. પરંતુ માહીનદાથી બઉધ ધરમના કાયદા પ્રમાણે સ્ત્રીઓની નેમણુક નહી થઇ શકતી હોવાથી પોતાની નાની બેન સંઘામીતા જેણી એક વીદવાન સ્ત્રી હતી તેને સીલોનમાં મોકલી આપવાની પોતાના પીતાને અરજ ગુજારી. આ વખતે રાજાને ઘડપણ આવયું હતું તેથી તેણે સંઘામીતાને મોકલવાની નામરજી દેખાડી. સંઘામીતાએ જવાનો ઠરાવ કરયાથી રાજાએ પટાવી કહયું જે "તારી ગેરહાજરીથી હું એકલો પડી જઇશ અને કોઇ પણ રીતે મને ચેન પડશે નહી "તયારે તેણીએ જવાબ વાળયો જે "મારા ભાઈની ઇચછા ઘણી જરૂરી છે અને જેઓ ભીખુની થવા માગતાં હતાં તેઓની સંખયા પણ ઘણી મોટી છે. જે પીપળાનાં ઝાડ નીચે બુધ વાએજી કરતા હતા તે ઝાડની પવીત્ર ડાંખળી લઈ બીજી ૧૧ ધરમ બેનો સાથે લંકા આવી ડાંપલીને મહામેઘામાં મોટી ક્રીયા સાથે રોપવામાં આવી અને અનુલા સાથે બીજી સંખયાબંધ ઓરતોને ધરમાધીકારી પદમાં સંઘામીતાએ દાખલ કરી. તીસા રાજા ઇ૦ સ૦ પુ૦ ૨૬૭ માં ૪૦ વરસનું યાદગીરી ભરેલું રાજય કરી મરણ પામયો.

## પ્રકરણ ૬ ઠું.

હવે તીસાનો નાનો ભાઇ ઉતીયા ગાદીપર આવ્યો. એના રાજનાં આઠમાં વરસે માહીનદા સ્વરગવાસ થયો ( આશરે ઈ૰ સ૰ પુ. ૨૬૦) આ મહાનગુરૂની પાયદસ્તને બહુ મોટું માન આપવામાં આવયું. રવાનને ખુશબો લગાડી એક પેટીમાં મુકી "મહાવીરા" ખાતે ગંભીર ક્રીયા સાથે લઇ જવામાં આવ્યું. અને ૭ દીવસ પછી, (જે દરમ્યાન અનેક ધરમાદા કરવામાં આવ્યું હતું) રાજાને હાથે એને અગનીદાહ કરવામાં આવ્યો. સંઘામીતા એની પછી ૧ વરસે બેહસ-તનશીન થઈ, જેની પાયદસ્તને પણ ઉપલીજ રીતનું માન મળ્યું હતું. આ ભાઇ બેનને જે માન તેઓનાં મરણ પછી મળયું તે માટે તેઓ દરેક રીતે લાયક હતાં. તેઓએ બહુ ઉપયોગી અને સ્વારથ રહીત જીંદગી ગુજારી, પોતાનાં રાજઘરનું સુખચેન છોડી દેઇ, ત્રાહીત માણસોમાં રહી પોતે જે ઉમદા જ્ઞાન મેળવ્યું હતું તેનો લાભ પારકાંઓને આપી, પોતાનાં પરગજુ કામથી જરાએ કંટાળી જવા વગર, આ દુનીયાનાં ક્ષણભંગુર માનપાનની દરકાર કીધા વગર, તેઓ પારકા મુલકમાં પોતે લીધેલી મેહેનતનાં સ્થાનમાં શાંતીથી સ્વરગવાસ થયાં.

ઉતીયા પછી તેનો નાનો ભાઈ મહાસીવા ગાદીપર આવ્યો, પરંતુ એના વખતમાં એક "વીહારા" બંધાવા સીવાય બીજું કાંઇપણ જાણવાજોગ બન્યું નથી. એ પછી સુરતીસા (આગલા ત્રણ રાજાનો ભાઇ) ગાદીપર બેઠો, જેના વખતમાં સીંહાલીસ લોકોને માથે નવી મુશ્કેલી શરૂ થઈ જે ઘણી સદી સુધી ચાલુ રહેવા પામી. બઉધ ધરમનો ફેલાવો કરવાની આતુરતાથી, પોતાના મરણ પાછળ પોતાની યાદગારી જળવાઈ રહે તે હોંશથી, અસંખ્ય વીહારા અને દાગોબા બાંધી પોતાનું નામ અમર કરી જવાની ઈચ્છાથી સીલોનના રાજાઓએ પરદેશી હુમલા અને પોતાના લાલચુ સરદારોના બખેડા સામે દેશના બચાવ માટે કાંઇ પણ બંદોબસ્ત કરી રાખવાની દુરઅંદેશી વાપરી નહીં. લશકરપર દેખરેખ રાખવાનું છોડી દેવામાં આવ્યું. લોકો ખેતીવાડીમાં પડી ગયાં તેમજ ઘણાઓ રાજાનો વીહારા અને દાગોબા બાંધવામાં રોકાઇ ગયાં. આ અરસામાં નાના સરદારો પોતાની સતા જમાવી સ્વતંત્ર થઈ જવા લાગયા. આથી પોતાનાં રાજને બચાવવાને અને સરદારોપર પોતાની સતા જમાવવાને સુરાતીસાએ સેના અને ગુટીકા નામના મલબારી સેનાધીપતીઓની નેમણુક કીધી. આ મલબારીઓએ દેશની નબળી હાલત જોઇ પોતેજ તે ઉપર ત્રાપ મારવાનો વીચાર કીધો. તેઓએ છળભેદથી રાજાને મારી નાખ્યો અને પોતે ૨૦ વરસ સુધી રાજ ચલાવ્યું. આયંદે મુતાસીવાના દશ દીકરામાંના નવમા દીકરા અસીલાએ એ લોકોને હરાવી મારી નાખ્યા. અસીલાનું રાજ નવ વરસ સુધી ચાલ્યું, આ અરસામાં મલબારી-

ઓને આ દેશ જીતી લેવો કેવો સહેલો છે તે માલમ પડી આવ્યું અને તેથી ઈ૦ સ૦ પુ. ૨૦૫ માં એક મોટું તામીમ યુધ થયું. દક્ષીણ હીંદુસ્તાનના ચોલા (તાનજોર) રાજયના કુમાર ઈલારાએ તામીમોની સરદારી લીધી. મહાવીલી ગંગાને કીનારે ઉતરી અનુરાધાપુરા કુચ કરી જઈ એણે અસીલાને હરાવી મારી નાંખી જીત મેળવી રૂહુના અને મયારત સીવાય સઘળું સીલોન એ લોકોના હાથમાં આવ્યું. નવાં રાજયમાં પોતાના બચાવ અરથે ઈલારાએ ૩૨ કીલા બંધાવી મનારની બાજુમાં મનટોટા નામનું ગામ વસાવ્યું. એની નીશપક્ષપાતી વલણ ને ચોખો ઈનસાફ તોલવાની રીતીનાં વખાણ ઈતીહાસ લખનારા કરી ગયા છે. એના પલંગને મથાળે એક ઘંટ લાંબી દોરી સાથે ટાંગવામાં આવ્યો કે જેથીદાદ ચાહનારથી રાજાની રૂબરૂ પોતાની ફરીઆદ પહોંચાડી શકાય. એણે બુધીઝમને પોતાનું રક્ષણ આપ્યું હતું. તેમ છતાં કેટલાક લખનારાઓ એને બુધીસત ધરમનો વીરોધી ગણે છે. કહે છે કે એણે બ્રાહમણ ધરમ અંગીકાર કરવાને લોકોપર દબાણ કીધું હતું. આ કાંઈ સઘળું ખરૂં નહી હોય. જો કે રાજનગરમાં અને ઉતર ભાગમાં બુધીઝમના ભોગે બ્રાહમણ ધરમનો વધારો થયો હતો.



## પ્રકરણ ૭ મું.

મહા નદીની દક્ષીણ દીશાએ હજુ પણ દેશી સરદારો કાંઈ પણ તકલીફ વગર રાજ કરતા હતા. અને બઉધ ધરમનો ફેલાવો ચાલુ રહયો હતો. રૂહુનામાં રાજાની સતા વીજયના વંશના ખેશીના હાથમાં હતી જે તરફ હવે આપણે ધયાન આપયે.

જયારે દેવાનમ પીયાતીસા રાજા હતો તયારે તેનો નાનો ભાઈ "મહાનગા" વજીર તરીકે કામ કરતો હતો. આથી તીસાની રાણીને ધાસતી રહેવા લાગી કે રખેને રાજાના મરણ પછી એનો ભાઈ ગાદી પચાવી પાડે. (તીસાનો છોકરો હજુ નાનું બાળક હતું) તેથી તેણીએ મહાનગાને મારી નાખવાની તજવીજ કીધી. જયારે મહાનગા તળાવ બંધાવવાના કામપર રોકાયલો હતો તયારે તેણીએ એક કેરીની બરણી મહાનગાપર મોકલી આપી જેમાં સઉથી ઉપરનીમાં ઝેર ભેળયું હતું. આ વખતે તેણીનોજ દીકરો પોતાના કાકા સાથે હતો તેના ખાવામાં તે આવયાથી તુરતજ બાપડો મરણ પામયો. આ ઉપરથી મહાનગા રૂહુના ખાતે નાસી ગયો અને તયાં "માંગમા" ને રાજધાની બનાવી બુધીસત ધરમને માટે દાગોબા અને વીહારા બંધાવી આપયાં. બીનટેને ખાતે આવેલો મહીયાનગને દાગોબા આમાંનો એક હતો. એની પછી એનો દીકરો યાથલક-તીસા ગાદીપર આવયો.

જેણે કેલાનીય વસાવયું, જે તે વખતે દરીયાથી ૧૬ માઇલ દુર હતું એમ કહેવાય છે. જયારે ઇલારા અનુરાધાપુરા ખાતે રાજ કરતો હતો તયારે રૂહુના ખાતે યાથલક–તીસાના દીકરાનો દીકરો કાવનના રાજ કરતો હતો. એની સ્ત્રીનું નામ વીહારદેવી હતું. જેણી કેલાનીયની એક સદગુણી અને ધરમી સ્ત્રી હતી. તેણીને પેટે જેમુનું અને તીસા નામ બે બેટા થયા. વડો દીકરો જેમુનુ નાનપણથીજ તામીલો તરફ ખીજવાટ ધરાવતો હતો અને ટાપુમાંથી હાંકી કાઢવાને બહુ આતુર હતો. હાંકી કાઢવાની એની ધારણા એણે છુપાવી રાખી નહી. એક વખતે જયારે જેમુનુ ૧૨ વરસનો અને તીસા ૧૧ વરસનો હતો, તયારે રાજાએ રાંધેલા ચાવલના ત્રણ બુક તેઓની આગળ ધરયા. તેણે પ્રથમ ભાગ દેખાડી કહયું, "આ કાળીયો ખાઈ જાઓ." પણ તે એવી શરતથી કે તમારે ધરમગુરૂને જરાએ દુઃખ દેવું નહી." પછી બીજો બુક દેખાડી કહયું "તમો બેઉ ભાઇઓ સદાકાળ દોસતી સાથે રહો, તેની કબુલાતમાં આ બીજો ભાગ પણ ખાઇ જાઓ." આ બેઉ બુક તેઓ ખુશીથી ખાઇ ગયા, પણ જયારે ત્રીજો બુક આગળ ધરી એમ કહેવામાં આવયું કે "તમારે તામીલ સામે કદી પણ લડાઇ કરવી નહી." તયારે છોકરાઓએ ગુસસામાં આવી જઈ તેમ કરવાની સાફ ના પાડી. તે બુક તેઓએ ફેંકી દીધો અને જેમુનુ સુવાના ઓરડામાં જઇ હાથ પગ વીંટાળી પડયો. તેની પછવાડે તેની મા આવી અને વહાલથી પુછયું "અય પુતા (દીકરા) કેમ તું તારા પગ લાંબા કરીને સગવડથી સુતો નથી" "તેમ હું કેમ કરી શકું અમ્મા" (માયજી) તેણે જવાબ દીધો. "તમે ખાત્રીથી માનજો કે જયાં સુધી હું તામીલોને હરાવીશ નહી તયાં સુધી સુખથી સુવાનો નથી." પોતાની નાની ઉમરથીજ તામીલો સામે એક મોટી લડાઇ ઉભી કરવા માટે તેણે તઇયાર થવા માંડયું. દરેક લશકરી તાલીમ તેણે લેવા માંડી. તીર કામઠું કેમ વાપરવું, હાથી ઘોડો કેમ ફેરવવો તે સઘળું શીખી લીધું. પોતાના ખાનગી ખીદમતગાર તરીકે દશ પહેલવાનોને તઈયાર રાખયા, જેમાંનો દરેક કાંઈ પણ એક ખાસ બહાદુરી અને ચતુરાઇ માંટે જાણીતો હતો અને તેઓ સઘળા પોતાના દેશ અને મુખી માટે જીવ કાઢી આપે તેવા હતા. તેઓનાં નામો અને શુરાતન વીશે દેશી ઇતીહાસમાં ગાવામાં આવે છે. નદીમીતા જે ખુદ રાજનગરમાંથી આવયો હતો તે ધણી જે પણ તામીલ બુધી સત ધરમસથાનને અપમાન કરતો જણાતો તેને કાંઈ પણ ધાસતી વગર મેથી પાક જમાડવામાં જાણીતો થયો હતો. સુરાનીમીલા બહુ જબરો ચાલનાર હતો મહાસોના અને ગોથાઇમબ્બા ભીમસેનની પેઠે મોટાં મોટાં ઝાડોને આસાનીથી ઉંચકી કાઢતા હતા. વેલુસુમાન પાસે રૂસતમના રખશ જેવો નામીચો ઘોડો હતો જેની ઉપર વેલુસુમાન સીવાય બીજા કોઈથી સવારી થઈ શકતી નહીં. એની ખુબી એ હતી કે જો તેને ગોળ કુંડાળામાં ચલાવવામાં આવતો તો તે એટલી

ઝડપથી જતો કે સરકસના દરેક ભાગમાં ચાલુ ઘોડો દેખાતો હતો. કનજાદેવા જે એક પગે લંગડો હતો તે જંગલી ભેંસોને મરથી હોય તેમ જમીનપર ફેંકી ઝીંખી નાખતો. શંખ ફુકનાર ફુસાદેવ ઘોડાના બાલમાંથી અને રેતીની ભરેલી ગાડીની આરપાર તીર ફેંકી શકતો હતો. સુંદર વસાભા, જે માટીના ટોપલા દશ માણસો સાથે મળી જમીનપરથી કદાચીતજ ઉઠાવી શકે તે તે એકલો ફુલની ટોપલીની પેઠે ઉઠાવી લેતો હતો. વળી આ ૧૦) પહેલવાનોમાં દશ હાથીના જેવું જોર હતું. દરેક પહેલવાને દશ માણસ ઉભાં કીધાં અને વળી તે દશ જણે બીજા દશ એ પ્રમાણે ૧૧૧૧૦ માણસનું લશકર ભેગું થઈ ગયું.

જેમુનુને હવે તામીલ સામે લડાઈ કરી જીત મેળવવાની ખાત્રી થઇ. પરંતુ રાજાને એ વાત ગમી નહીં. ત્રણ વખત લડાઈ કરવાની રજા માંગવામાં આવી અને ત્રણ વખત તે ના પાડવામાં આવી. કાવનના–તીસાએ ધારયું જે ઈલારા જેવા અનુભવી લડવઇયા સામે એના દીકરાને મોકલવો એ ધાસતી ભરયું હતું. પરંતુ આથી જેમુનુ એટલો તો રીસમાં આવી ગયો કે તેણે પોતાના બાપને માટે સ્ત્રીઓને પહેરવાનું એક ઘરેણું મોકલી આપયું અને પોતાના દોસતોને કહયું જે "જો મારો બાપ મરદ હતે તો તે નહીં કરીને કહેતે નહીં, તેટલા માટે તેને આ ઘરેણું પહેરાવવું જોઇયે." તયાર પછી પોતાના બાપની ઈતિરાજીમાંથી બચી જવાને તે પહાડી જગયામાં ચાલી ગયો અને એની એવી ચાલચલણથી એને દુતુ–જેમુનુ કહેવામાં આવયો. (જેમુનુ=હઠીલો, આજ્ઞાનો અનાદર કરનાર.)



## પ્રકરણ ૮ મું.

કાવનના મરણ પામવાથી શાહજાદા તીસાએ રાજગાદી લીધી અને તેથી એને એના વડા ભાઇ સાથે ઝગડો થયો. બે મોટી લડાઈ થઈ તેમાં તીસા હારી ગયો અને પાછળથી, ધરમગુરૂના વચ્ચે પડવાથી જેમુનુએ તેને માફી બક્ષી. ત્યાર બાદ એક મોટું લશકર જમા કરીને, અને ધરમગુરૂઓના આશીરવાદ લઈને જેમુનુ પોતાના મનની મુરાદ પાર પાડવાને લડાઇમાં ઉતરયો. એક પછી એક એમ પડોશમાં આવેલા ટામીલ સરદારોને વશ કરી દીધા. નદી ઓળંગી, જેમુનુ વીજીતપુરા આગળ વધયો કે જયાં ટામીલો બચી જઈ ભેગા થયા હતા. ચાર મહીના સુધી એ નગરે પોતાનો બચાવ કીધો. ત્રણ ખાઈ અને ઉંચા કીલ્લાઓથી શેહેરનું રક્ષણ કરવામાં આવ્યું હતું. એ ઉપરાંત કીલ્લાને એક રાક્ષસી લોખંડનો દરવાજો હતો જે ભાંગવાને રાજાના નામીચા હાથી

કંડુલાએ ફોકટ માથું પછાડયું કારણકે જે વખતે હાથી હુમલો લઈ જતે હતો તે વખતે સામી બાજુવાળા તરફથી તેની ઉપર પીગલાવેલી રાલ નાંખવામાં આવતી જેથી તે પગલા જેવો બની જઈ નજદીકના તળાવમાં નાસી જઈ પોતાનાં દુઃખને રાહત આપતો એના જખમોને રૂઝ લાવી પીઠ ઉપર ભેંસનાં ચામડાં નાખી અને ફરીથી હુમલો કરવા મોકલ્યો. આખરે મહા મુશીબતે દરવાજાને ભાગવામાં આવ્યો. હુમલો લઈ જનાર દરવાજા મારફતે તેમજ કીલ્લાની દીવાલમાં પાડેલાં ગાબડાં વાટે અંદર દાખલ થયા અને ગભરાટમાં પડેલા–ટામીલોની કતલ ચલાવી દીધી.

બીજા કેટલાક નાના કીલ્લા જીતી લેવા બાદ જેમુનુએ અનુરાધાપુરા ઉપર હુમલો લઇ જવાની તઇયારી કરવા માંડી. પોતાનાં લશકર સાથે શેહેરની નજદીક એક મજબુત જગા રોકી પડયો. ઇલારાએ હુમલો કરવાનો ઠરાવ કીધો અને તેથી પોતાનાં દુશમનની સામે ધસ્યો ગયો. દીઘજાતુ નામે ઇલારાના સરદારે આ લડાઈમાં પોતાનું શુરવીરપણું બતાવી આપ્યું. જયાં જયાં એ લશકરને દોરવતો ત્યાં ત્યાં ટામીલોની ફતેહ થવા લાગી. છેવટે જે જગયા જેમુનુ રોકી પડયો હતો ત્યાં એ આવી લાગયો. પરંતુ આ શુરા લડવઇયાનો ફતેહમંદ રસતો અત્રે બંધ કરવામાં આવ્યો અને પોતે સુરાનીમીલાની તરવારનો ભોગ થઈ પડયો. આ પેહેલવાનનાં મરણથી ટામીલ લશકરમાં ભંગાણ પડયું અને જબરી કાપાકાપી ચાલવા લાગી. આખરે ઇલારા પોતે આગળ પડયો.

જેમુનુ કનડુલાપર સવાર થઈ પોતાના દુશમનની સામે થવાને મેદાનમાં પડયો. શેહેરના દક્ષીણ દરવાજા આગળ બંને રાજા માત્ર લડાઈમાં ઉતરયા. ઇલારાએ જોશમાં આવી જઈ જેમુનુપર ખંજર ફેંકયું જે તેણે છટકાવી નાખી કનડુલાને ઇલારાના હાથીપર ધસવાની ઇશારત કીધી. જયારે બે જનાવરો એક બીજાપર ધસી જઈ મરાતાં હતાં ત્યારે જેમુનુએ પોતાની બરછી તામીલ રાજા તરફ એવી સીફતથી ફેંકી કે તે ઇલારાનો સીનોસીવી નાખી હાથીનું પેટ ફોડી બહાર નીકળી ગઇ. આ રીતે આ દુઃખદાયક લંકાની લડાઇનો અંત આવ્યો.

દુતુ જેમુનુ ખરેખર એક બહાદુર નર હોવો જોઇયે કારણકે બીજાઓની તેમજ દુશમનની બહાદુરીને માન આપવાની એ ઉમદા શકતી ધરાવતો હતો. ઇલારાનાં શબને એક રાજ પચાવી પાડનાર પારકા શખસ તરીકે નહી ગણતાં જે જગ્યાપર તે મરણ પામ્યો હતો તે જગ્યાપર પુરતાં આદરમાન સાથે બાળવામાં આવ્યું અને તેની રાખપર એક કબર બાંધવામાં આવી. વળી તેણે એવો હુકમ કીધો જે જેબી શખસ, પછી તે લંકાનો રાજા પણ હોય તો તેણે આ કબર આગળથી પસાર થતાં એકદમ ઉતરી પડી ગાનતાન બંધ કરાવી પગે ચાલતા

જવું. આ કાયદો ઘણા ચીવટપણે પાળવામાં આવ્યો હતો. લગભગ ૨૦૦૦ વરસ પછી ઇ૦ સ૦ ૧૮૧૮ માં એક કાનડીયન સરદાર બળવો સળગાવી તેમાંથી બચી જવા નાસતો હતો. જ્યારે તે ઇલારાની પ્રખ્યાત કબર આગળ આવી લાગ્યો ત્યારે જો કે તે થાકેલો અને વધુ ચાલવાને અશકત હતો તે છતાં પોતાની ગાડીમાંથી ઉતરી પડ્યો અને કબરની બરાબર જગ્યા માલુમ નહી હોવાથી ઘણે દુર સુધી કબર વટાવી ચાલી ગયો.

---

## પ્રકરણ ૯ મું.

ઇલારાના મરણની એક અઠવાડયાં પછી એના ભત્રીજાએ ગયલી સતા પાછી મેળવવાની તજવીજ કીધી પણ તેમાં તે નીશફળ થયો. અને હવેથી દુતુ જેમુનું રાજ અખંડ સુલેહવાળું રહેવા પામયું. જ્યારે હવે રાજાની લડાઇ પુરી થઇ તયારે આતમાની લડાઇ શરૂ થઈ. આ લડાઈમાં હજારો માણસોનો ભોગ અપાયલો જયારે એણે ખયાલ કીધો તયારે તેના મનમાં બેચેની થવા માંડી.

અફસોસ કે મારે લીધે હજારો અબળાઓ વીધવા થઇ હશે, મારે લીધે હજારો બાળકો બાપ વીનાનાં થયાં હશે અને મારે લીધે અસંખય માણસો નીરાધાર થઈ પડયાં હશે! પોતાનાં પાપનું નીવારણ કરવાને અને જે મુશકેલીઓ એણે લાવી નાખી હતી તેમાંથી છુટકારો મેળવવાને એણે પોતાથી બની શકે તેટલું ઉતેજન બઉધ ધરમને અને ધરમગુરૂને આપવાનો ઠરાવ કીધો. પાછલથી કીધેલાં ભલાં કામો જો દુ:ખી અંત:કરણને રાહત આપતાં હતે અને પાપની મુકતી બક્ષતાં હતે તો દુતુજેમુનું ખરેખર આ વખતે સુખી સુખયારો દેખાતે. કારણ કે મરણની ઘડી સુધી એણે પોતાનો ઠરાવ સાફ નીશટાથી પાળયો હતો. પ્રથમ એ ધરમગુરૂનો મુરબી હતો અને પાછળથી તે લોકોનો ગુલામ બની ગયો. તે લોકોને એણે ખાધખોરાકી અને કપડાં અને રહેવાને માટે વીહારા અને દાગોબા બાંધી આપયા જે મકાનોનાં પુરાતન ખંડીયરો ફકત અસલની ઉમદા બાંધણીનો હેરત ભરયો ખયાલ આપે છે. એણે બીમાર અને લુલાં લંગડાને માટે દવાખાના બંધાવી આપયાં તેમ છતાં આ સઘળી પતેત પસેમાનીએ એને કાંઈ પણ સંતોસ આપયો નહી. યા જે મનની શાંતીની એને મુખય જરૂર હતી તે મળવા પામી નહી. દુતુ જેમુનુની મુખય ઇમારતોમાં લોવા મહા પાયા અને રૂવાન વેલી સેવા અનુરાધાપુરા ખાતે ખાસ નોંધ લેવા જોગ છે. લોવા મહા પાયા—તાંબાનો મેહેલ ફકત શેહેરમાં વસતા ધરમગુરૂના વપરાસ માટે બાંધવામાં આવયો. એને

૯ માળ હતા. એની લંબાઈ ૨૫૦ ફીટ, પોહોલાઈ ૨૫૦ ફીટ, અને ઉંચાઇ ૨૫૦ ફીટ હતી. દરેક માળપર ૧૦૦ ઓરડા હતા. સઉથી ઉપલા માળપર ઉંચી પદવી ધરાવનારા ધરમગુરૂઓ રહેતા અને નીચે સઉથી ઉતરતી પંકતીના ધરમગુરૂઓ રહેતા. આ મેહેલનું ખંડીયેર હજી પણ હસતી ધરાવે છે.

રૂવાનવેલી દાગોબા જેનું બીજું નામ મહાથુંપા છે તેની શરૂઆત દુતુ જેમુનુને હાથથી થવા પામી હતી પણ એને સંપુરણ બંધાયલો જોવાને તે જીવવા પામયો નહી. આ કામમાં વેઠનાં માણુસો પકડી કામ લેવામાં આવયું નહીં હતું. પણ તે લોકોને મજુરી આપવામાં આવી હતી. કારણકે લડાઇને લીધે લોકોને એટલો બધો કર ભરવો પડયો હતો કે રાજાને રઇયતને વધુ નીચવવા દીલ ચાલયું નહીં. એ દાગોબાની ઉંચાઇ આશરે ૨૭૦ ફીટ અને ઘેરાવો ૧૦૦૦ ફીટ હતો. એનો પાયો નાખવાની ક્રીયા બહુ ભારી ઉતસાહથી કરવામાં આવી હતી જેમાં હીંદુસતાનનાં ધરમગુરૂઓએ પણ ભાગ લીધો હતો.

આ દાગોબાની વચમાં એક યાદગારી જાળવી રાખવાનો ઓરડો બાંધવામાં આવયો. જેમાં પવીત્ર પીપળાનું સોનેરી ઝાડ અને બુધાની મુરતી મુકવામાં આવી હતી. તેની આસપાસ એની જીંદગીમાં બનેલા બનાવોના ચીતાર આપવામાં આવયા હતા. ફકત ગુંબજ બાંધવાનુ અને સીમેંટ કામ કરવાનું બાકી હતું, તેવામાં જેમુનુ બીમાર પડયો. જયારે આ દાગોબા સંપુરણ બંધાઈ રહે તયારે તેનો દેખાવ કેવો લાગશે તે જોવાની રાજાની ખાએસ થવાથી બાંસુનો ગુંબજ બનાવી દીવાલોપર પીછોડી નાંખી, તયાં રાજાને લઇ જવામાં આવયો. દુતુ જેમુનુએ બહુ પુજયભાવથી દાગોબાને નમન કીધું. તયારપછી જે ચાદર જમીન પર બીછાવી હતી તેની ઉપર તેને સુવાડવામાં આવયો. તેની નજર એક બાજુ મહાથુપા અને બીજી બાજુ ત્રાંબાના મેહેલ તરફ થવા લાગી. તેણે પેરાપુતાભય ધરમગુરૂ તરફ ફરીને કહયું. "અરે પેરાપુતાભય! લડાઈમાં તો તું પણ સાથે હતો, તારો આશરો હતો, પણ આ કમબખત મોતની લડાઇમાં તો મારે એકલે હાથે મોતનો આજાબ ખેચવો પડે છે. "અફસોસ કે આ જમરાજની ઉપર મારાથી ફાવી શકાશે નહી. જવાબમાં ધરમગુરૂ નસીયત દે છે. "અયે પ્રજાપતી, પાપ જેવાં દુશમનનો પરાજય કરયા વગર મોત દુશમનને કોઈ જીતી શકતું નથી. તારાં શવાબી કામોને તારાં મનમાં યાદ કર અને તે અહુરમજદ ધણી તને તારાં મનની શાંતી બક્ષશે." એનાં ભલાં કામોની નોંધ તયાર બાદ એની આગળ વાંચી સંભળાવવામાં આવી અને જયારે તે લીસટ પુરૂં થયું તયારે તે એટલુંજ બોલ્યો કે "આ સઘળી સખાવતો મારા સુખી વખતમાં થઈ છે અને તેથી તે મને કાંઈ પણ શાંતી આપી શકતી નથી. પણ મારા દુખી વખતમાં જે એ સખાવતો મારાથી થવા પામી છે તેજ ફકત

મારાં મનને થોડીક રાહત આપે છે. તેણે તેના ભાઈ સીડેતીસાને મહાથુપાનું કામ સંપુરણ કરવાને એની સખાવતો ચાલુ રાખવાને અને ધરમગુરૂઓની હાજતોપર ધયાન આપવાને ભલામણ કીધી.

તયાર પછી મરતાં મરતાં દાગોબા તરફ એક છેલ્લી નજર ફેંકી અને તયાર બાદ આ બહાદુર રાજાને મેહેર દાવરની દરબારમાં ઈનસાફને માટે બોલાવી લેવામાં આવયો.

---

## પ્રકરણ ૧૦ મું.

### ઇ૦ સ૦ પુ૦ ૧૩૭-૨૨.

દુતુજેમુનુ પોતાની પાછળ સાલી નામે એક દીકરો મુકી ગયો પણ આ કુંમારે એક હલકી જાતની ઓરત સાથે લગ્ન સંબંધ કરેલો હોવાથી તેને ગાદી પરથી રદબાતલ કરવામાં આવયો. દુતુજેમુનુનો ભાઈ સીડતીસા હવે રાજા થયો અને એણે ૧૮ વરસ રાજ કરયું. એણે રૂવાનવેલી ડાગોબા સંપુરણ કરયો અને કેટલાક વીહારા બંધાવયા. એના વખતમાં તાંબાનો મેહેલ બળીને તારાજ થવાથી તે ફરીથી બંધાવવામાં આવયો. પણ આગળ જે ૯ માળ હતા તેને ઠેકાણે ૭ કરવામાં આવયા. સીડતીસા પછી બીજા ત્રણ રાજા થઈ ગયા. પરંતુ તે લોકોના વખતમાં બઉધ ધરમને ઉતેજન આપવામાં અને અનુરાધા પુરા ખાતે શોભાયમાન મકાનો બંધાવવા સીવાય બીજું કાંઈ બનયું નહીં. દુતુજેમુનુનાં મરણની ૩૬ વરસ પછી સીડતીસાનો દીકરો વલગમબાહુ ગાદીપર આવયો. ગાદીપર આવયા પછી થોડેજ મહીને એક બીજું તામીલ યુધ જાગયું. સાત તામીલ સરદારોએ અનુરાધાપુરાપર ચહાઈ કરી રાજાને હરાવી દીધો. સોમદેવી રાણીને કેદ કરવામાં આવી અને રાજા રૂહુનાનાં જંગલોમાં નાસી છુટયો. એવી રીતે ૧૫ વરસ સુધી છુપાઈ રહેવું પડયું. આ દરમયાન બે તામીલ સરદારો હીંદુસતાન ખાતે પાછા ફરયા અને બાકીના ચાર આપસઆપસમાં ખુન કરી ઠેકાણે લાગયા. હવે જે છેલો રહયો તેને વલગમબાહુએ જમડાને સવાધીન કરી દીધો અને રાજની લગામ પોતાના હાથમાં પાછી મેળવી. સીલોનમાં પહેલવહેલો રાજા એજ છે કે જેણે ધરમગુરૂના ગુજરાનના સાધન માટે સરકારી જમીન ધરમાદા તરીકે અલાહેદી કરી આપી. આ દાખલો પાછળથી બીજા રાજાઓએ વધુ પ્રમાણમાં લીધો હતો. વલગમબાહુના વીહારામાં સઉથી પ્રખયાત દમબુલા ખાતે છે કે જયાં રાજા એક વખત છુપાઈ રહયો હતો. એ દેહેરૂં પહાડમાંથી કોતરી કહાડવામાં આવયું છે અને અંદ

રથી ગઉતમ અને બુધ રાજાનાં ચીત્રોવડે સણગારવામાં આવયું છે. વળી સીલોન ના ઈતીહાસીક ચીત્રો (જેવાં કે વીજયનું આવવું અને દુતુજેમુનુ અને ઈલારાની લડાઈ)થી દીવાલને ચીતરવામાં આવી છે. એ ઉપરાંત એણે બંધાવેલા સોમારાંમા દાગોબા અને અભયગીરી દાગોબા ખાસ નોંધ લેવાજોગ છે. સોમરામાં દાગોબા, (ઉંચાઈ ૩૨૧ ફીટ) રાણી સોમદેવીનો તામીલોના હાથમાંથી છુટકારો થયો તેની યાદગારી તરીકે બાંધવામાં આવયો છે. અભયગીરી દાગોબા જે અનુરાધાપુરા ખાતે બાંધવામાં આવયો તે મઠે બઉધ ધરમમાં ફાટફુટ સળગાવી. આ મઠના ધરમગુરૂઓ જેઓ રાજાની મેહેરબાનીથી બહુ વધી ગયા હતા, તેઓનાં ચોકસ મતો મહાવીહારાના ધરમગુરૂઓને રૂચયાં નહી અને પરીણામમાં બે તડાં પડી ગયાં. અતયાર આગમજ બઉધ ધરમના સઘળા કાયદા કાનુનો મોઢેથી ગોખવામાં આવયા હતા પણ હવેથી મહાવીરાના ગુરૂઓએ બુધાનાં સઘળાં શીક્ષણની નોંધ લેવાનો ઠરાવ કરયો. કે જેથી ભવીશમાં બુધાનું ખરૂં શીક્ષણ શું છે તે વીશે ઝાઝો મતફેર પડવાનો સંભવ રહે નહી. આ કામ સરંજામ ઉતારવાને ૫૦૦ ધરમ ગુરૂઓ માતલે નજદીક આવેલા અલુવીહારામાં ભેગા મળયા અને "ત્રીપીતાકા" નામે પુસતકો નુકતેચીની સાથે લખવામાં આવયાં. વલગમબાહુ ઈ૦ સ૦ પુરવે ૭૬ માં મરણ પામયો. આ "ત્રીપીતાકા" કાગજપર નહી પણ તાડનાં પાતરાંપર લખવામાં આવયાં છે. તાડનાં પાતરાંપર લખવાનો રીવાજ હજી પણ સીલોનમાં ચાલુ છે.

વલગમબાહુ પછી એનો ભત્રીજો મહાચુલા રાજા થયો. એના ૧૪ વરસના રાજય અમલ દરમયાન વલગમબાહુનો દીકરો "નાગા" જે લુટારાનું કામ કરતો હતો તે મહાચુલાનાં મરણ પામવાથી ગાદીપર આવ્યો. પણ ગાદીપર આવ્યાને ૧૨ વરસ થયાં પછી એની સ્ત્રી અનુલાએ એને ઝેર દઈ મારી નાખ્યો. મહાચુલાનો વડો દીકરો હવે ગાદીપર આવ્યો, પણ તેને પણ અનુલાએ ઝેર દઈ મારી નાંખ્યો. ત્યાર પછી ઈ. સ. પુ. ૪૭ થી ૪૨ સુધી અનુલાએ લંકાની પહેલી રાણી તરીકે રાજ ચલાવ્યું. આ પાંચ વરસોમાં તેણી વારાફરતી ૩૦ થી ૩૨ ભરથારો પરણી ચુકી, જેઓમાંના કેટલાક ઘણી હલકી જાતના હતા. છેલ્લા ચાર મહીના તેણીએ એકલીએ રાજ કીધુ અને ત્યાર પછી મહાચુલાના બીજા દીકરે મકલાનતીસાએ એ મકરબાજ સ્ત્રીને મારી નાંખી પોતે રાજા થયો. આ નવો રાજા ઈ૦ સ૦ પુ–૨૨ માં મરણ પામયો. એણે અનુરાધાપુરા આસપાસ ૧૬ ફીટ ઉંચી ભીત બાંધી હતી.



# પ્રકરણ ૧૧ મું.

## ઇ૦ સ૦ પુ૦ ૨૦ થી ઇ૦ સ૦ ૧૩૫ સુધી.

મકલ્લાનતીસાનો દીકરો ભાટીયા પહેલો (ઈ-સ-પુ-૨૦ થી ઇ-સ-૯ સુધી) ધરમગુરૂ તરફના ભકતીભાવ અને પાકી પહરેજગારીને લીધે જાણીતો છે. એણે ધરમનાં મકાનોની મરામત કરાવી અને સરકારી ચોકસ જમીનોની ઉપજ એ મકાનોને દરૂસ્ત કરવા પાછળ અલાહેદી રાખવામાં આવી. આ રાજા ફુલનો બહુજ શોખીન હતો. જે વખતે લંકામાં આ રાજા રાજ કરતો હતો તે વખતમાં પાલેસટાઇનમાં આવેલા બેથલહેમ ખાતે જીસસ ક્રાઇસ્ટનો જનમ થયો હતો.

ભાટીયાનો નાનો ભાઈ "મહાદેલીયામના" હવે રાજા થયો. આ રાજા પણ ફુલને બહુ ચાહતો હતો. આ રાજા નરસીંહ મેહેતા જેવો હતો એમ કહીયે તો ચાલી શકે. આ રાજાની હદ બહારની ઇશ્વર ભકતીથી ધરમગુરૂઓ પણ છેડાઇ પડયા. એણે કેટલાક વીહારા બંધાવી, તેના નીભાવ અરથે જમીન ભેટ આપી. એટલાંથી નહી ધરાતાં જ્યારે એણે પોતે પોતાને, પોતાનાં કુટુંબને અને પોતાના હાથી ઘોડાને, ધરમગુરૂઓને અરપણ કરી દીધું ત્યારે તે લોકોએ એને ઠપકો દીધો અને મોટો દંડ લઈ એણે લીધેલી માનતામાંથી એનો છુટકારો કીધો. ઇ૦ સ૦ ૯ થી ૨૧.

આ પછી બીજા ત્રણ રાજાને આપણે ટુંકમાં પતાવીયે. અધાજેમુનુએ જાનવરો મારી નાખવાની મનાઈ કીધી અને ફળફળાદી ઉગાડવાપર વધારે ધ્યાંન આપવાને લોકોને હુકમ કીધો. એના ભાઇ કનીરાજાનુ-તીસાએ એને મારી નાખી ગાદી લીધી. એના પછી ચુલાભય રાજા થયો અને એનાં થોડા વખતના રાજ પછી એની બેહેન સીવાલી સીલોનની બીજી રાણી થઇ. તેણીએ ફકત ચાર મહીના રાજ કીધું, કારણકે અધાજેમુનુના ભત્રીજા ઇલ્લાનગાએ તેણીને મારી નાખી પોતે રાજા થયો.

ઇલ્લાનગાના વખતમાં લમબાકરન લોકો જેઓ રાજકુટુંબની જાતીના હતા તેઓએ બળવો કીધો. એ લોકોએ રાજાની છતરાજી ખેંચી લેવાથી રાજાએ એ લોકોને હલકી જાતની દેખરેખ હેઠળ મજુર તરીકે સોંપયાં જેથી એ લોકોએ ગુસસે થઈ રાજાને કેદ કીધો. પણ તેમાંથી નાસી જઈ બીજા લશકર વડે એણે પોતાનું રાજ પાછું મેળવયું.

ઇલાનૅગાની પછી એનો દીકરો સંડાસુહુનુ ઈ૦ સ૦ ૪૪ માં ગાદીપર આવયો જેણે મીનીગારી તળાવ બંધાવયું. આ રાજાનું ખુન એના નાના ભાઈ યાસલકતીસાએ કરી રાજ મેળવયું. પણ "કરણી તેવી પાર ઉતરણી" તે મુજબ એનું મોત એક અજાયબ રીતે થવા પામયું. આ રાજાના સુભા નામે દરબાનનો ચેહેરો આબેહુબ રાજાને મળતો હતો. રાજા ઘણીક વખત મશકરીમાં દરબાન કપડાં પોતે પહેરી, પાહરો ભરતો અને દરબાનને રાજાનાં કપડાં પહેરાવી તખતપર બેસાડી રમુજ મેળવતો. આ નકલી રાજાને જયારે અમીર ઉમરાવો નમન કરી માન આપતા તયારે તે જોઈ રાજાને ઘણી ગમત પડતી. પણ એક દીવસ હસવાનું ખસવું થઈ પડયું. ગાદીપર બીરાજેલા સુભા ચોપદારે પોતાની સાડાત્રણ ઘડીની સતાનો ગેરઉપયોગ કરી ખરા રાજાને મારી નાખવાનો હુકમ કીધો. એનો હુકમ બજાવવામાં આવયો. સુભાએ ૬ વરસ રાજ કીધું. એનું મોત વીજયના વંશના વસાભાના હાથથી થયું. ઇ૦ સ૦ ૬૬–૧૧૦.

વસાભાએ કીધેલાં ઘણાંક નેક કામોમાં થોડાંક નીચે મુજબ છે:–એણે રૂઆનવેલી દાગોબાની ઉપર એક છાપરૂં નાખી આપયું, ૧૧ તળાવ બંધાવયા અને ૧૨ નેહેરો ખોદાવી. એણે શેહેરના બચાવ માટે કીલ્લાની ફરતી દીવાલને ૨૫ ફીટ વધારી ૪૧ ફીટ ઉંચી બનાવી. વસાભાએ ૪૪ વરસ રાજ ચલાવયું. એની પછી એનો દીકરો વનકના સીકા–તીસા ગાદીપર આવયો, જેનાં રાજમાં (ઈ૦ સ૦ ૧૧૦–૧૧૩) ત્રીજું તામીલ યુધ થયું. આ વખતે તામીલોની સરદારી ચોલા (તાનજોર) દેશના રાજાએ લીધી. તામીલોએ દેશને લુટી લઈ ૧૨૦૦૦ સીંહાલીસોને કેદ કરી પોતાને વતન ચાલ્યા ગયા. તેમ છતાં જયારે "વનકના સીકા" નો દીકરો ગજાબાહુ ગાદીપર આવયો તયારે તેણે બાપનું વેર લેવાને તાનજોર પર ચઢાઈ કરી તે લુટી લઈ પોતાના ૧૨૦૦૦ સીંહાલીસોનેજ પાછા મેળવયા. એટલુંજ નહી પણ બીજા ૧૨૦૦૦ ચોલીયન લોકોને કેદ કરી લંકા લઈ આવયો. આ ચોલીયનોને હરીસ પટ્ટુ ખાતે જમીન આપી વસવાટ કરવા દેવામાં આવયા. જયાં એ લોકોનો વંશ હજી પણ હીંદી ઉતપતીની નીશાનો ધરાવતો માલમ પડે છે.



## પ્રકરણ ૧૨ મું.

ગજાબાહુ પછી બીજા ૬ રાજા ગાદીપર આવયા તેઓને પડતા મુકી હવે આપણે વોહોરાતીસા પાશે આવયે. (ઈ૦ સ૦ ૨૧૫) રાજાના શરૂઆતના રાજય કાળમાં બીજી વખત, મહાવીહારા અને અભયગીરી વીહારા વચે વાંધો પડયો. આ

છેલ્લા વીહારાના ધરમગુરૂઓએ ચોક્સ વીચીત્ર ધરમ કાનુનો શીખવવા માંડયા જે કાનુનો તેઓ વઈતુલ્ય નામે બ્રાહમણ પાસેથી શીખયા હતા. રાજાએ આ પાખંડી મતોનો ફેલાવો થતો તુરતજ બંધ કીધો પણ એ આસમોગી આપણે જોઈશું તેમ થોડા વખતમાં પાછી ઉભરી નીકળી. વહોરાતીસાએ ૨૨ વરસ રાજ કીધું. એના નાના ભાઈ અભયનાએ એને મારી નાખી ટામીલ લશકરની મદદ વડે ગાદી મેળવી. એના મરણથી વહોરાતીસાના દીકરાએ અને દીકરાના દીકરાએ એક એક પછી એક રાજ ચલાવયું. વહોરાતીસાના પઉતરના વખતમાં લમબાકરન જાતીના તરણ માણસોએ શીતુર કરી રાજાને મારી નાંખી એક પછી એકે રાજ ચલાવયું. પહેલા સંઘાતીસાએ ૪ વરસ રાજ કીધું. બીજે રાજા, શ્રી સંઘાતીસા પહેલાના વખતમાં ભયંકર દુકાળ અને મરકી પેદા થઈ. આ મરકી મુખ્ય કરીને આંખનેજ ઈજા કરતી હતી. એમ કહેવાય છે કે રાતી આંખવાળો દેવ (ભુત) જે આ મરકીને લાવનાર હતો તેને દુર રાખવાને માટે "ભુતનો નાચ" કરવાની રીતી આ વખતથી શરૂ થઈ હતી. (દેવીલ-દાનસીંગ) શ્રી સંગાબો પહેલો, ઘણો વહેમી પણ ભોળો રાજા હતો. પોતે લીધેલી ચોક્સ બાધાને લીધે જે ગુનેહગારોને ફાંસીની સજા કરવામાં આવેલી હોય તેને ફાંસી દેવાની રજા આપતો નહીં. ચોરોને પકડી એની આગળ તપાસને માટે લઈ જવામાં આવતા, પણ તેઓને છુપી રીતે છોડી દઈ જે જે લોકો કુદરતી મોતે મરણ પામતાં તેઓના શબોને તેઓને ઠેકાણે બાળવામાં આવતાં. રાજાની આવી રીતની મુરખાઇએ એના વજીરને રાજની સામે કાવતરૂ કરવાને ઉશકેરયો. જીવહતયા અટકાવવાને સંગાબો કોઇ નહી જાણે તેમ, એક પણ ખીદમતગાર વગર શેહેર છોડી ગુપચુપ જંગલ તરફ નીકળી ગયો. પોતાની સાથે બીજી કાંઇ પણ ચીજ રાખયા વગર ફકત એક પાણી ઝારવાનું ઝારણ પાસે રાખયું. એવી બીકથી કે રખેને ગાળયા વગર પાણી પીવાથી, પાણીની અંદર રહેતાં બારીક જીવજંતુઓ એને હાથે મારયાં જાય.

વજીરે શેહેરમાં થાળી પીટાવી કે જે શખસ રાજાનું ડોકું લઈ આવે તેને મોટું ઇનામ આપવામાં આવશે. આ વાત રાજાને કાને પડવાથી જે ખેતરમાં તેણે ઉતારો લીધો હતો તે ખેતરના ખેડુતને બોલાવી રાજાએ કહયું "ખેડુત, તું બહુ ગરીબ પણ પ્રમાણીક છે અને તને તારાં બચાં સાથે ગુજરાન કરવાનું કઠણ પડે છે. માટે જા હું જે સંગાબો રાજા છું તે મારૂં ડોકું તને કાપી આપું છું, તે લઈ તું વજીર પાસે જજે અને તે તને ઈનામ આપશે." એટલું કહી તે હાતમ રાજાએ પોતાનું શીર તલવારથી કાપી નાખયું. જે લઈ પેલા ગરીબ ખેડુતે ઇનામ મેળવયું. આપણે આ રાજાને વહેમી અને મુરખનો એલકાબ આગળ લગાડી ગયા છીયે તો પણ એ કેવો ખાલેસ, પરગજુ અને અશોકની રાહે ચાલનાર હતો

તે આપણ એનાં કામકાજથી જોઇયે છીયે. ઈ૦ સ૦ ૧૯૦૬ ના આગસટ માસમાં કોલંબો ખાતે ભરાયલાં "The. Art Exhibition"માં ઉપલા રાજાને પોતાનું ડોકું, ખેડુતને આપતો ચીતારેલો જોઈ જેવી દયા મને ઉપજી હતી તેવીજ દરેક જોનાર અને ઇતીહાસ જાણનારને, થવા પામી હશે.

ગોથાભયે પોતાના રાજની શરૂઆત બઉધ ધરમને સવચ્છ કરવાની કોશેશો સાથે શરૂ કીધી. વઇતુલીયન મત ધીરે ધીરે ફેલાતું ચાલયું. તેનો નાશ કરવાની વોહોરા તીસાની જેહેમત કારગત લાગી નહીં. અભયગીરી વીહારાના ૬૦ ધરમગુરૂઓને નયાતબહાર મુકી હીંદુસતાન હાંકી કાઢયા. સંઘામીતા નામે એક વઇતુલ્યમ તેમ છતાં સીલોન પાછો ફરયો અને રાજાની મેહેરબાની ખેંચી લેવાની હીકમત કીધી. રાજાએ એને પોતાના બે દીકરાનો શીક્ષક બનાવયો. નાનો કુમાર મહાસેન એના શીક્ષકના પંથ તરફ ઝડપથી વટલાઈ ગયો પણ વડો કુમાર દેતયુતીસ એને ધીકકારવા લાગયો—જયારે દેતયુતીસ ગાદીપર આવયો તયારે ઉપલો શીક્ષક હીંદુસતાન નાસી ગયો. દેતયુતીસે બાર વરસ રાજ કીધું અને મહાવીહારા ધરમગુરૂઓને બનતી મદદ કીધી. પણ એના મરણ પછી જયારે મહાસેન ગાદીપર આવયો તયારે પેલો વઇતુલ્યન ઈંડયાથી પાછો આવયો અને જુના મઠને હાડમારી પડવા લાગી. સંઘામીતાના દોરવવાથી મહાસેને, મહાવીહારા ધરમગુરૂઓને ભીક્ષા આપવાનું બંધ કીધું. આથી આ ધરમગુરૂઓ દુઃખથી આજેજ થયલા રૂહુના પ્રાંતમાં જઇ રહયા અને નવ વરસ સુધી મહાવીહારા ખાલી પડયો. આ પછી પેલા વઇતુલ્યને એવું જાહેર કીધું કે નધણીયાતી મીલકતોના ધણી રાજા છે અને તેથી વીહારાને જમીનદોસત કરી દેવામાં આવયો અને તે માંહેલા સરસામાનને અભયગીરી સણગારવામાં લઈ જવામાં આવયો. આશરે ૩૦૦ ઉપરાંત પવીત્ર ઘરોને તોડી પાડવામાં આવયાં અને તરાંબાના મહા મેહેલને પણ ભાંગી નાંખવામાં આવયો. આવાં બેદાદી ભરેલાં કામથી રઇયત નારાજ થઈ ગઈ અને રાજાના વડા પ્રધાને રૂહુના જઈ રાજાની સાંમે લડવા મોટું લશકર ભેગુ કરવા માંડયું. પણ લડાઈ થવા પામે તેની આગમજ રાજાને સુધધી આવી ગઈ અને ભાંગફોડ કરવાનું બંધ કરવામાં આવયુ. એણે પોતાની ભુલો છોડી દીધી, અને સંઘામીતાનું સારે નસીબે આ વખતે ખુન થયલું હોવાથી, મહાસેને પોતાનાં આગલાં પાપોનો પસતાવો કરવાને પોતાથી બનતું સઘલું કીધું. એણે તાંબા મેહેલને ફરીથી બંધાવી, ઘણાંક ધારમીક મકાનોને અસલી હાલતમાં સમરાવી આપયાં. હીંદુ દેહેરાંઓને ભાંગી નાંખી તેની જગાએ વીહારા બંધાવયાં. એણે જેતવનરામા દાગોબા (૩૨૧ ફીટ ઉંચો) બંધાવવાનું, અને યખા સરદારના દાગોબાનો ગુંબજ બાંધવાનું શરૂ કીધું

મહાસેનની નેહેરો, જે ખેતીવાડીને વધારવામાં અને મદદગાર થઇ પડવામાં કામ લાગી છે તેથી એની યાદગારી સદાકાળ જળવાયલી રહેશે. એણે બંધાવેલી ૧૬ નેહેરોમાં મીનરીયા અને કનટલઇ સઉથી મોટી છે. કારાગંગાની ઉપર પુસતો બાંધી ૨૦ માઈલના ઘેરાવાની મીનરીયા નેહેર બાંધવામાં આવી હતી. આ બેઉ નેહેરો દમખુલા અને ત્રીનકોમાલી વચ્ચે આવેલી છે. મહાસેન ઈ૦ સ૦ ૩૦૪ માં સવરગવાસ થયો. "એની હસતી દરમ્યાન એણે બેઉ સારાં અને નરસાં કામો કીધેલાં હોવાથી, મોત પછી એની સરજત એણે કીધેલાં સારાં નરસાં કામપર આધાર રાખે છે" આ ચુકાદો તેઓનો હતો કે જેઓને એણે શરૂઆતમાં કાયર કાયર કીધા હતા અને તેઓનાં ધરમનાં મકાનોનો નાશ કીધો હતો. પણ રઈયત તો મહાસેને જે ગંજાવર નેહેરો બંધાવી લોકોને હેશાનમંદ કીધી હતી તેના ફાયદા યાદ કરતી રહી.

મીનરીયા આગળ એક દેહેરૂં એના માનમાં બંધાવવામાં આવ્યું અને એને દેવતા તરીકે પુંજવામાં આવ્યો. મહાસેનના મરણથી મહાવનસા યાને મહાવંશના રાજાઓનો છેડો આવે છે. મહાસેન પછી જે રાજા થયા તે સઘળા "સુલુવંશા" યા નીચલાં રાજકુળના ગણાવા લાગ્યા. એમ ગણાવાનું કારણ યાતો તેઓ એક લોહીના નહી હોવાથી હોય યાતો એ સુલુવંશાના વખતમાં રાજ એટલું બધું ફળવંત નહી હોય તેમ છતાં આપણે જોઈશું કે આ નીચલા વંશના વખતમાં વીદ્યા હુનર અને કેળવણી પાછળ વધુ ઉલટ બતાવવામાં આવી હતી, અને વળી તેઓમાંના એકે લડાઈમાં જે કીરતી મેળવી, તે તેના આગલા વડવાઓમાંથી કોઇએ પણ મેળવેલી કીરતી કરતાં ઓછી નહી હતી.



## પ્રકરણ ૧૩ મું.

### શસ્ત્રવીદ્યા અને હુનરમાં ફેલાવો.

મહાસેનના દીકરા શ્રી મેઘવરન અથવા સીરીમેવનનું રાજ્ય બુધીસત ઈતીહાસમાં જાણીતું છે. એણે તાંબાનો મહેલ અને જેતવન રામાદાગોબા બંધાવી પુરો કીધો. આ રાજા માહીનદાની પરોપકારી જીંદગીનો હેવાલ સાંભળી તેની ઉપર એટલો ફીદા થઈ ગયો કે તેણે માહીનદાનું એક સોનેરી બાવલું બનાવી શેહેરમાં મુકાવ્યું.

બુધાનો દાંત પણ આનાજ વખતમાં લાવવામાં આવ્યો. દુશમનો નહી લુંટી લે તેટલા માટે એક ઓરીસાની બ્રાહમીણ શાહજાદી, પોતાના ચોટલામાં

છુપાવી એ દાંત લંકા લઇ આવી. ( ઈ૦ સ૦ ૩૧૩ ) આ દાંતને રાજા તરફથી એક ઈસકોતરીમાં મુકવામાં આવ્યો.

દેતયુતીસ બીજો, ઉપલા રાજાનો નાનો ભાઇ ગાદીપર આવયો અને નવ વરસ રાજ કીધું. આ રાજા સીલ્પશાસ્ત્ર અને રંગવાનો શોખ ધરાવતો હતો. એનો દીકરો બુધાદાસ વઇદક તરીકે નામાંકીત થયો છે. આ રાજા પોતાનાં ગજવામાં વહાડકાપ કરવાનાં ઓજારો રાખી ફરતો હતો અને એથી કરીને દુખીઓને તુરતા તુરત મદદ આપી દુઃખ ઓછું કરવાને શકતીવાન થતો. આ રાજાની વઇદક કુશળતા વીશે ઘણીક વાતો લખવામાં આવી છે. એમ કહેવાય છે કે એ રાજા શરીરની તેમજ મનની બીમારી પણ સારી કરી શકતો. એક દીવસ રાજા પોતાના રસાલા સાથે શેહેરમાંથી પસાર થતો હતો તેવામાં તેણે એક કોઢીયા શખશને જોયો, જે રાજાને જોવાથી ઘણો ગુસ્સે થયલો જણાયો. આ ઉપરથી રાજાએ પોતાના જાસુસને ઉપલા શખસનું ગુસ્સે થવાનું કારણ જાણવા મોકલ્યો. રાજાને જણાવવામાં આવ્યું કે આ કોઢયો રાજા તરફ ધીક્કાર બતાવતો હતો એટલુંજ નહીં પણ બની શકે તો મારી નાંખવા ઇચ્છતો હતો. ખરી રીતે જોતાં આ કેસ એક જાતનાં ઘેલાપણાનો હતો અને રાજવઇદે તેથી પોતાના એક ખીદમતગારને તેનું દરદ કેમ મટાડવું તે વીશે કેટલીક સુચના કીધી. તે જાસુસે કોઢીયા પાસે જઈ ઢોંગ કીધો કે તે પોતે પણ રાજાને મારી નાંખવાનો વીચાર કરે છે પણ કોઇ સાથી મળતો નથી માટે બેઉ સાથે રહીને મસલત ચલાવે તો કામ પાર પડે. આથી તે ગાંડો સાથે રહેવા કબુલ થયો. આ ગાંડાને એક સગવડ ભરેલાં સુઘડ ઘરમાં રાખવામાં આવયો અને ઘણી અચ્છી રીતે માવજત કરવામાં આવયાથી એની તનદરોસ્તી સુધરી, ચીરડાઉ સ્વભાવ સુધરતો ગયો. કેટલોક વખત વહી ગયા બાદ જયારે એક વખત તેઓ ખાણું લેતા હતા ત્યારે ખીદમતગારે એ ખોરાક રાજા તરફથી મળેલો છે એમ કહયું. કોઢીયો પહેલ્લે તો ઘણો ગુસ્સે થયો પણ પાછળથી પોતાના દોસ્તની તકરારોને શરણ થતો ગયો અને ઘણોજ જલદી રાજાની એક વફાદાર રઇયત થઈ પડયો. એ કોઢીયો રાજાપર એટલો તો ફીદા થઇ ગયો કે એક વખતે એણે રાજાનાં મરણની ખોટી અફવા સાંભળી કે બીચારો દલગીરીમાં મરણ પામ્યો.

બુધાની લખાયલી સુત્રા એના વખતમાં પાલી ભાશામાંથી **સીંહલીઝમાં** ઉતારવામાં આવી. વળી ઉપલા રાજાએ સરરથ સંગ્રહ નામે વઇદિક પુસ્તક લખ્યું છે.



# પ્રકરણ ૧૪ મું.

## બે નામાંકીત મુસાફરો.

બુધાવાસા પોતાની પાછળ પોણોસોથી વધુ દીકરા મુકી ૨૯ વરસનું રાજ કરી મરણ પામયો. એનો સઉથી વડો દીકરો ઉપતીશા ગાદીપર આવયો. એની પાપી સ્ત્રીએ એનું ખુન કરાવયાથી એનો નાનો ભાઇ મહાનમા એની ગાદીએ આવયો. મહાનમાના રાજમાં ઈ૦ સ૦ ૪૧૨–૪૧૩ માં “ ફા–હીયાન ” નામે ચીનાઈ મુસાફરે લંકાની મુલાકાત લીધી. એ મુસાફર તે વખતનાં અનુરાધાપુરાની મોટાઇનો બારીક ચીતાર આપેછે. એણે અનુરાધાપુરા ખાતે બે વરસ ગુજારી કેટલાંક ધરમ પુસતકોમાંથી ઉતારો કીધો હતો.

ઉપલા મુસાફરના આવી ગયા પછી થોડેક વરસે બુધા ઘોસા (બુધાનો અવાજ) નામે બ્રાહ્મણ હીંદુસતાનથી આવી ચઢયો. એણે બુધીસટ ધરમ પુસતકોનો બરાબર તરજુમો કરી કેટલીક અઘડી બાબદોની સમજણ આપી. એણે ‘વીસુધી મારગ’ નામે એક પુસતક રચયું. બુધા ઘોસો સીલોનમાં ૩ વરસ રહી ઈંડિયા પાછો ફરયો.

સીલોનના રાજાઓ પારકા દેશમાં એલચીઓ મોકલાવતા હતા. ઉપતીસા બીજાના વખતમાં એક એલચી ખાતાંને ચીન મોકલવામાં આવયું હતું જેણે તયાં જઈ પુગવાને ૧૦ વરસ લીધાં હતાં.

---

# પ્રકરણ ૧૫ મું.

## ઈ૦ સ૦ ૪૩૪–૫૨૪.

મહાનમાએ ૨૨ વરસ રાજ કીધું. એનાં મરણથી રાજમાં ભંગાણ પડયું જેનો લાભ તામીલો લેવાને ચુકયા નહી. મહાનમાના દીકરા સોથીસેના કે જેની માતા તામીલ હતી તેને સંઘા નામે તેની પીત્રાઈએ ગાદીપર બેસે તેજ દીવસે મારી નાખયો. સંઘાનો ધણી છતાગહાકા તયાર પછી રાજા થયો. પણ એક વરસમાં તે મરણ પામયો. એની પછી મીતાસેન રાજા થયો જેના કુળ વીશે કશુ જણાયું નથી. એના એક વરસનાં રાજ પછી તામીલોએ એને મારી નાખી દેશ ૨૫ વરસ સુધી કબજે કરી બેઠા. ઇ૦ સ૦ ૪૩૬–૪૬૧. ધારા મુજબ સીહલીઝ સરદારો રહુના ખાતે નાસી ગયા કે જયાં સુભાએ જયારથી રાજગાદી પચાવી પાડી હતી તયારથી કેટલાક રાજવંશના શાહજાદાઓ રહેતા હતા.

દેશ પચાવી પાડનાર છ તામીલોમાંથી છેલ્લા ત્રણ જણાને ધાતુસેન નામનો પુરૂશ જે રૂહુના દેશના સરદારોમાંથી ઉતરી આવેલો હતો તેણે મારી નાખયા. ધાતુસેન ઈ. સ. ૪૬૧ માં રાજા થયો, અને સીંહઝીલ સતા પાછી જમાવી. એણે જે નવી નેહેરો બંધાવી તેમાં કાલાવેવા સઉથી મોટી હતી. બુધાની જે મુરતીઓનુ ધરેણું તામીલોએ ઉતારી લીધું હતું તે મુરતીઓને ફરીથી સણગારવામાં આવી. વળી હજી પછી આ દુનીયામાં જે મેતીઆ બુધા આવનાર છે તેની મુરતી આ રાજાએ ઉભી કીધી. માહીનદાને જે જગયાએ બાળવામાં આવયો હતો તે જગાપર એક પરબનો દીવસ ઉજવવામાં આવયો, એની મુરતીને એક મોટાં સર ઘસ વચે ફેરવી, દીપાવનસા (લંકાની જુનામાં જુની તવારીખ)ને લોકોનાં ટોળાં ને વાંચી સમજાવવામાં આવયો. ધાતુસેનનો શીક્ષક અને સલાહકાર એનો કાકો મહાનમા હતો જે મહાનમાને એના નામરાસીયા રાજા સાથે ભેળી નાખવો નહી. ધાતુસેનના વખતમાં એ મહાનમાએ વીજયના વખતથી તે મહાસેનના વખત સુધીનો લંકાનો ઇતીહાસ લખયો. આ ઇતીહાસને મહાવનસા કહેવામાં આવે છે, કારણ કે એની અંદર મહાવંશ સુધીનુંજ બયાન કીધેલું છે. એ લખાણુ પાલી ભાશામાં થયલું હોવાથી એની હસતી હમણાં સુધી ફકત થોડા ધરમગુરૂઓનેજ માલમ હતી. જેઓમાંથી પણ ઘણાજ થોડા પાલી ભાશા સમજી શકતા હતા. આ મહાવંશામાં પાછળથી જે ઉમેરો કરવામાં આવયો છે તે ઇ. સ. ૧૭૫૮ સુધીનો છે. મહાનમાએ લખેલા પહેલા ભાગનો ઇંગલીશ તરજુમો સીલોનની સનદી નોકરી માહેલા મી૦ જયોરજ ટરનરે કરી કોલંબો ખાતે ઇ. સ. ૧૮૩૭ માં છપાવયો હતો. બાકીના ભાગોનો તરજુમો મી૦ ટરનરનાં લખાણપર સુધારા વધારા સાથે, મુદલીયર એલ. સી. વીજસીંગે ઇ. સ. ૧૮૮૯ માં છપાવી પ્રગટ કીધો. લંકાની આગલી તવારીખ જે આપણે જાણવા પામ્યા છીએ તે મુખ્ય કરીને મહાવંશાને આભારી છે. મહાવંશાની એક ઇતીહાસ તરીકે મોટામાં મોટી ખોડ એ છે કે જ્યારે તે સીંહલીઝ લોકોની સંસારી હાલત વીશે બહુ જુજ લખે છે ત્યારે તે બુધીસટ રાજાઓના વહેમો અને મહાવીહારા ધરમગુરૂઓની ફતેહ વીશે બહુ જવ્યા રોકે છે.

ધાતુસેનને કાસયપા અને મુગલન નામે બે દીકરા હતા. એ બેઉ જુદી જુદી માતાને પેટે અવતરયા હતા. એ વડા દીકરા કાસયપાએ બાપની સામે કાવ તરૂં રચી રાજ ખુંચવી લીધું. ધાતુસેનને ગાદીપરથી ઉઠાડી મુકી એક અંધારાં કેદખાનામાં પુરવામાં આવ્યો, જ્યાં પાછળથી તે બાપડાને દીવાલની સાથે ચણી લઈ ખરેજ કમકમાટ ઉપજાવે તેવી રીતે મારી નાખવામાં આવયો. મુગલન આ ઉપરથી હીંદુસતાન ખાતે નાસી ગયો અને તયાં તેણે રાજ પચાવી પાડનાર દગલ બાજ સામે એક મોટું લશકર ભેગું કરવા માંડયું.

આ દરમ્યાન કાસયપાને લોકોના એકલા આધારપર બેસી રહેવું વાજબી નહી લાગવાથી સીગીરીયાને પોતાની રાજધાની બનાવી (Lion Rock) આ સીગીરીયા એક સીધો અને વેરાન ખડક અનુરાધાપુરાથી ૩૦ માઇલ દુર આવેલો છે. એની આસપાસ મજબુત કીલેબંદી કરાવી નામદાર કાસયપા પોતે બંધાવેલા એક સુંદર મેહેલમાં નચીંતથી રહેવા લાગ્યો. તેમ છતાં એનુ પાપી હઇડું ભીતરમાંથી એને ડંખ મારવા લાગયું, અને તે ડંખોનું દુઃખ ઓછું કરવાને અને પોતાનાં અંતઃકરણ તરફથી મળતા ઠપકાને શાંત કરવા એણે વીહારા બધાવી સખાવતનાં કામો કરવા માંડયા. મહાવંસાના શબ્દોમાં કહીયે તો બાપની હંત્યા કરનારે સખ્યાબંધ મુરતીઓ, ધરમશાળાઓ વગેરે બંધાવ્યાં પણ તે ગુનેહગારને મોટી દેહેસત મુગલનની અને ખુદાઈમાર આવી પડવાની થવા લાગી. કાસયપાનાં રાજયના ૧૮ મા વરસે મુગલન મોટાં લસ્કર સાથે આવી પુગો. એણે કોલંબો ઉતરી સીગીરીયા તરફ કુચ કરી કુરૂનગલા નજદીક કાસયપાએની સામે થયો અને એક ખુનખાર લડાઇ થવા પામી જેનું પરીણામ એ આવ્યું કે કાસયપા હારી જવાથી આપઘાત કરી મરણ પામ્યો.

અનુરાધાપુરા ફરીથી રાજધાની શેહેર થવા પામયું. સીગીરીયાને એક વીહારામાં ફેરવી નાંખી, તે વીહારાને મહાવંસા લખનાર મહાનમાને અરપણ કરવામાં આવયો. આ વખતે સીલકાલા નામે રાજાનો સાથી ઈંડયાથી બુધાનું બાલનું ગુચ્છરડું લઈ આવેલો કહેવાય છે. આ સીલકાલાને આપણે ખ્યાલમાં રાખવો જોઈશે.

મુગલાનના દીકરા કુમારદાસ વીશે બહુ થોડું જણાવા પામયું છે. એ એક ભલો રાજકરતા અને નામાંકીત કવી થઈ ગયો. એણે બનાવેલી કવીતામાં એક "જાનકી હરણ" નામે છે જેમાં રામ અને સીતાનું બયાન આપવામાં આવ્યું છે. આ રાજા ફકત નવ વરસ રાજ કરી ક વખતનાં મોતે મરણ પામયો.

માતરા ખાતે આવેલાં જે ઘેરની એ રાજા મુલાકાત લેતો હતો તે ઘરની દીવાલ ઉપર એણે બે લીટીની અધુરી બેટ લખી તેની નીચે એવો વધારો કીધો કે જે ધણી આ સ્લોક પુરો કરશે તેને નવાજવામાં આવશે. ~~આ વખતમાં સીલોનમાં કાળીદાસ નામે કવી રહેતો હતો. આ ધણી હીંદુસ્તાનનો પ્રખ્યાત~~ કવી કાળીદાસ હતો કે સીલોનનો દેશી સીંહલીઝ હતો તે ચોકસ કહી શકાતું નથી. તે ગમે તે હોય તો પણ તે ધણી રાજાનો અંગત દોસત હતો. કાળીદાસને તે રસતે જવાનું થવાથી તેની નજરે ઉપલું લખાણ પડયું અને તેણે તુરતજ તે સ્લોક બીજી બે બંધબેસતી લીટી લખી પુરો કીધો. ઉપલાં ઘરમાં રહેતી ઓરતે આ સઘળી બાબદ જોયલી હોવાથી તેણીએ છુપી રીતે કવીનું ખુન કરી રાજા તરફથી

ઈનામ મેળવવાનો દાવો કીધો. કુમારદાસને આ દગલબાજી સેહેલાઈથી માલમ પડી આવી કારણકે તેણી કવીતા કરી શકતી નહી હતી, અને તપાસ કરવામાં આવતાં બીચારા કાળીદાસનું ખુન થયલું માલમ પડી આવ્યું. રાજાને આથી બહુ દલગીરી પેદા થઈ અને જ્યારે કાળીદાસનું શબ ચેહેમાં સળગતું હતું ત્યારે પોતે પણ તેમાં તુટી પડી મરણ પામ્યો. ઈ૦ સ૦ ૫૨૪.

કવી કાલીદાસ અને રાજા ભોજની તવારીખ તપાસી જોતાં માલુમ પડે છે કે એ બંને મીત્રોનો અંત પણ લગભગ ઉપર મુજબજ આવ્યો હતો.

એમ કહેવાય છે કે રાજા ભોજે એક દીને કાળીદાસનું ભારે અપમાન કર્યાથી, કવીને ઘણો ગુસ્સો ઉપજ્યો અને તે દીન પછી રાજાનું મોઢું નહી જોવું એવો તેણે નક્કી ઠરાવ કીધો. પોતાનું વચન પાળવાને તેવણ દીવસભર જંગલમાં જઈ ભરવાડના વેશમાં રહેવા લાગ્યા અને રાતને વખતે વેસ્યાના ઘરમાં સંતાઈ રહેવા લાગ્યા. રાજાએ ઘણી પણ તલાસ કીધી પણ કવીરાજનો પતો મલ્યો નહી. આખરે તેણે એક શ્લોક બાહેર પાડી એવું જાહેર કીધું જે એનો જવાબ જે ધણી લાવશે તેને ઈનામ આપવામાં આવશે. આ વાતની ખબર વેસ્યાને પડી અને તેથી જેવા કાળીદાસ આવ્યાકે તેવાજ તેવણને વાતચીતમાં નાંખી પેલા શ્લોકનો જવાબ કાઢી લીધો. તે જવાબ ભોજની આગળ રજુ કરવામાં આવતાં ભોજ, કાળીદાસ કયાં છે તે ચેતી ગયો.

રાતના વખતે ભોજરાજા તે વેસ્યાના ઘર નજદીક આવી પુગો અને બુમ પાડીને તેણીને બારણું ખોલવાનો હુકમ કીધો. રાજાનો અવાજ સાંભળી કાળીદાસને ભાન આવ્યું કે તેણે વેસ્યા ઉપર વીસ્વાસ મુકવામા બેવકુફી કીધી હતી. પોતાને ફસી ગયેલો જોઇ તેણે તે સ્ત્રીને રાજા આવે તે આગમજ પોતાનું ડોકું કાપી નાંખવાની અરજ કીધી. પણ તેણીએ તેમ નહી કરવાથી કાળીદાસે પોતે પોતાનો શીરછેદ કીધો. રાજા આવીને જુએ છે તો કાળીદાસ લોહીલુહાણ પડેલો છે. આ જોઇ રાજાને ઘણું લાગી આવ્યું અને પોતે પણ આપઘાત કરવા જાય છે, તેટલામાં મહાકાળી આવી મળ્યાં અને રાજાને તેમ કરતાં અટકાવ્યો.

રાજાએ પુછ્યું, રે માતા! મારા વ્હાલા મીત્રને સજીવન કરો, નહીતો મને પણ મરવા દો. ત્યારે તેણીએ કહયું જે જો તારી બાકીની જીંદગીનો અરધો ભાગ એને આપેતો એ પાછો જીવતો થાય. ભોજ રાજાની બાકીની જીંદગી ફક્ત ૧૪ દીવસની હતી તેમાંથી તેણે ૭ દીવસ કાળીદાસને આપ્યાથી તે પાછો જીવતો થયો. અને બાકીના થોડા દીવસો ઇશ્વર ધ્યાંનમાં ગુજારી તેઓ બંને એકી વખતે સ્વર્ગવાસ થયા.



# પ્રકરણ ૧૬ મું.

કુમારદાસ પછી તેનો દીકરો કીરતીસેના ગાદીપર આવયો. જેણે ફકત નવ મહીના રાજ કીધું કે તુરતજ તેના કાકા સીવાએ તેને મારી નાખયો. સીવાનાં ૨૫ દીવસનાં રાજ પછી એને એના બનેવી ઉપતીસાએ મારી નાખી પોતે રાજા થયો. ઉપતીસા ત્રીજાએ સીલકાલાને સેનાધીપતી બનાવી પોતાની દીકરી સાથે પરણાવયો. સીલકાલાએ એટલાંથી શંતોશ નહીં પામતાં રાજની સતા લેવાનો લોભ કીધો.

એણે ઉપતીસા સામે બળવો કરયો. તેમાં ઉપતીસાનો દીકરો મરી જવાથી રાજા ગમગીની અને વીલાપમાં મરણ પામયો. સીલકાલા પોતાની ધારણામાં ફાવયાથી હવે રાજા થયો. અને ૧૩ વરસ રાજ કરયું. એનાં મરણ પછી એનો બીજો દીકરો દાપુલા ગાદીપર આવયો. પરંતુ તેના વડા ભાઇ મુગલન બીજાએ હરાવી તુરતજ ગાદી પોતાના હાથમાં લીધી. મુગલન બીજો એક કવી હોવા ઉપરાંત અશોઈની રાહે ચાલનાર ધરમી રાજા હતો. પરંતુ એનો દીકરો કીતસીરીમે એક નબળો રાજા થવા પામયો. એના વખતમાં દરેક ઠેકાણે લાંચ, રૂશવત ફેલાવા પામી અને પઇસાવાળા માલેતુજાર આસામીનો જુલમ ગરીબ લોકોપર વધી ગયો. એના પછી મહાનગા થયો, જેણે દેશમાં પાછી શાંતી પાંથરી. બીસમાર હાલતમાં પડેલાં ધારમીક મકાનોને દરૂસત કરાવયાં.

એની પછી એનો ભતરીજો આગબો અથવા અગ્રાબોધી પહેલો ઈ૦ સ૦ ૫૬૪ માં ગાદીપર આવયો. એણે ૩૪ વરસ રાજ કરયું. ઈતીહાસ લખનાર એની વખાણુ નીચલા શબદોમાં ગાયછે. તેજમાં સુરજ સમાન, નરમાસમાં પુનમના ચાંદ સમાન, ગંભીરતા મહાસાગર સમાન, અને નીરમળતામાં ખુશનુમાં પવન સમાન, એ રાજા હતો.

સો વરસની મુસીબતો પછી જે રાજાના વખતમાં શાંતી પંથરાઇ ફીસાદ ટંટો બંધ પડે અને રઇયત સુખમાં રહેવા પામે તે રાજાને માટે ઉપલી અલંકારીક ભાશા વાપરવામાં આવે તો તે માટે આપણે અજાયબ થવું જોઇયે નહી. આ રાજાએ મીહીનલતલે તળાવ અને કુરૂનડે વીહારા બંધાવયાં. એના વખતમાં કવીઓનો વધારો થયો અને વઇતુલીયન પંથને જોતીપાળ નામના વીદવાને જબરો ફટકો લગાડી એ પંથની ભુલો દેખાડી આપી.

પહેલા આગબોનો જમાઈ અને ભત્રીજો આગબો બીજો હવે રાજા થયો. એના વખતમાં ઓરીસાનો રાજા લંકામાં આવી જોતીપાળના હાથ નીચે ધરમગુરૂ

થયો. આગબો બીજા પછી સંધ્યાતીસા બીજો થયો. બે મહીના પછી દાલા મુગલ નને એણે મારી નાખ્યો. જે દાલા મુગલનને ૭ વરસ પછી અસીગ્રાહકે મારી નાખ્યો.

અસીગ્રાહક રાજાના વખતમાં સંધાનીસાના ભાઇ સીરીનગાને રાજગાદી મેળવી આપવાને માટે સીલોનની ઉતર દીશાએ તામીલ લશકર ઉતરયું. જે લડા ઇ લડવામાં આવી તેમાં સીરીનગા મરણ પામયો, તામીલાની હાર થઇ અને તેઓને કેદ કરી ગુલામ તરીકે વીહારામાં રાખવામાં આવયા.

એની પછી આગબો ત્રીજો રાજા થયો. જેણે ૬ મહીના રાજ કીધું. તેટલામાં સંધાનીસા બીજાના દીકરા દેતયુતીસે એને હરાવી હીંદુસ્તાન નસાડી મુકયો. આગબોએ હીંદુસ્તાન જઇ તામીલોનું લશકર ભેગું કરી સીલોનગર ચઢાઇ કીધી. કાલાવેવા આગળ એક મોટી લડાઇ થવા પામી તેમાં દેતયુતીસ હારી જવાથી આપઘાત કરી મરણ પામયો. આગબોએ ત્યાર પછી ૧૬ વરસ રાજ કીધું.

દાથોપતીસા પહેલો એને ગાદીપરથી ઉઠાડી પોતે રાજા થયો. આગબો રૂહુના નાસી ગયો અને ત્યાં મરણ પામયો. આ લડાઇઓ થઇ તે વખતમાં તામીલો તેમજ કેટલાક સીંહલીઝ રાજાના હાથથી બુધીસત વીહારા અને દાગોબાને મોટું નુકસાન થયું. એ લોકોએ બુધીસત દેવળોમાં લુંટ ચલાવી સોનેરી મુર્તીઓને પીગળાવી નાંખીને પોતાના ઉપયોગમાં લીધી. આવી મુસીબતોમાંથી બચવાને કેટલાક સીંહલીઝ લોકો ઇંડયા નાસી ગયાં.

આગબોના નાના ભાઇ કસયપા બીજાએ દથોપતીશાને હરાવી પોતે નવ વરસ રાજ કરયું. દેશમાં સુલેહ પાંથરવાની કાંઇક કોશેશ થવા પામી. એની પછી દપુલા બીજો અને તેની પછી દાથોપતીશા બીજો રાજા થયો. એ છેલ્લા રાજાનો ભાઇ આગબો ચોથો હવે રાજા થયો અને ૧૬ વરસ રાજ કરયું. જ્યારે આ રાજા મરણ પામયો ત્યારે રાજમાં કરતો કારવતો પોતા કુથા નામે તામીલ વજીર હતો. એણે બીજા બે રાજાને વારા ફરતી ગાદીએ બેસાડયા. જેમાંના છેલ્લાને કાસયપા બીજાના દીકરા મનાવામાએ હરાવી મારી નાખ્યો. મનાવામાએ ૩૫ વરસ રાજ કરવા પછી આગબો પાંચમો રાજા થયો. એની પછી કાસયપા ત્રીજો રાજા થયો, જેણે દરેક જાતને ધરમની છુટ મુકી. એની પછી મીહીનદુ પહેલો રાજા થયો જે પોતાના મીત્ર કાસયપા ત્રીજાનાં મરણથી એટલો તો દુ:ખી થયો કે તેણે તાજ પેહેરવાની સાફ ના પાડી. જોકે એણે રાજાની બીજી ફરજો અદા કીધી. એની પછી આગબો ૬ ઠો રાજા થયો અને તેના પછી આગબો ૭ મો. મીહુનદુના દીકરા આગબો ૭ માના વખતમાં ઇ૦ સ૦ ૭૮૧-૭૮૭ સુધી પોલોનારૂવાને રાજધાની બનાવવામાં આવી.

સીલૉનમાં મુસલમાન ધર્મ પાળનાર અને તામીલ ભાષા બોલનાર,
મુરમૅન ( ચોલીયન )




(હેની વીગત પ્રકરણ ૧૭ માં આવી છે.)

આ પ્રકરણમાં તામીલોનું જોર કેટલું વધયું તે આપણે જોયું છે. તેઓનાં લશકરે રાજગાદીનો દાવો કરનારા હરીફોની લડાઇમાં ઉતરી દેશની ઉપર લુંટ ચલાવી. તામીલોનો સીલોનમાં વસવાટ થવા લાગયો અને તેઓ સતા અને સોનું જમા કરવા લાગયા. કેટલાકોને સરકારી મોટી નોકરી મળવા લાગી. તે લોકોનું જોર એટલું તો વધી ગયું કે ભયભીત હુમલા એટલા તો થવા લાગયા કે રાજાને અનુરાધાપુરા છોડી પોલોનારૂવા જઇ રહેવું પડયું.

## પ્રકરણ ૧૭ મું.

### ચોથી તામીલ ચઢાઇ.

આગબો ૭ માનાં મરણથી નવેસરથી બખેડા થાય એવી ધાસતી રાખવામાં આવી. કારણકે એનો દીકરો એની આગમજ ગુજરી ગયો હતો. આ ગડબડને આગબોના ભત્રીજાએ રાજધાની શેહેરમાં એકદમ ઉતરી આવી રાજનો કબજો લઇ સમાવી દીધી. એ હવે મીહીનદુ બીજો નામથી રાજ કરવા લાગયો. પોતાના હાથમાં સતા રાખવાને તદબીર અને દુરઅંદેશીની એને જરૂર પડી.

ઉતર પ્રાંતના સરદારોએ પોતે ઉઘરાવેલી મેહેસુલ એને ભરવાની ના પાડી. તયાર પછી આગબોની રાણીએ એને મારી નાખવાનું કાવતરૂં રચયું. આ બધી મુશકેલીઓને એ સેહેલાઇથી પુરો પડી શકયો, પરંતુ રૂહુનાના હાકેમ દાપુલાએ એને ખુબ હંફાવયો. દાપુલાએ અનુરાધાપુરાને ઘેરો ઘાલયો. જો કે એને દર વખ તે હરાવી દેવામાં આવયો તેમ છતાં મીહીનદુને એની સાથે સલાહ કરવાનું ડહા પણ ભરેલું જણાયું. સલાહના કોલકરારની રૂએ કાલુગંગાને મીહીનદુ અને દાપુલાનાં રાજની હદ કરવામાં આવી,—અને રાજા, નદીની ઉતર દીશામાં આવેલા દેશનો ધણી થયો.

જો કે અનુરાધાપુરા હવે સીંહલીઝ રાજાઓની પાછી રાજધાની થઈ, તેમ છતાં પોલોનારૂવાને છોડી દેવામાં નહી આવયું. એ છેલ્લાં શેહેરમાં મીહીનદુએ એક મેહેલ ઉપરાંત કેટલાક વીહારા બંધાવયા. વળી તામીલો એટલા તો વજન દાર થઈ પડયા હતા કે તેઓનાં દહેરાં પણ રાજાએ સમરાવી આપી ધરમગુરૂ ઓની ખોરાકી પુરી પાડવામાં આવી. એણે ઈ. સ. ૭૮૭–૮૦૭સુધી રાજ કીધું.

એની પછી એનો દીકરો દાપુલા ત્રીજો રાજા થયો અને એણે પાંચ વરસ રાજ કીધું. એણે પોલોનારૂવા ખાતે દવાખાનું બંધાવી દેશને માટે કાયદાનો સં

ગ્રહ તઇયાર કીધો. મુકદમાના ચુકાદાની નોંધ લેવામાં આવી. એની પછી મીહીંદુ ત્રીજા એક ધરમી રાજા થઈ ગયો. એની પવીત્રાઈએ એને ધરમીકા સીલમેધા નામથી જાણીતો કીધો છે.

મીહીંદુ ત્રીજો પછી આગબો આઠમો ઈ૦ સ૦ ૮૧૬ માં ગાદીપર આવયો. પોતાની જણનારી માતા તરફની પુરણ ભકતી અને સનેહને લીધે આ રાજા એક ઉમદા દાખલા તરીકે ઇતીહાસમાં સદાકાળ અમર રહેશે. મહાવંશા એ રાજાના ઉમદા ગુણોનું વરણન નીચે મુજબ કરે છે:—

માતાની સેવામાં આ રાજા રાત અને દીન ખડે પગે તઈયાર હતો. તેણીનુ માથું તે હમેશાં તેલથી ચોળતો. તેણીનાં મેલાં કપડાં પોતાના હાથથી ધોતો અને જે પાણીમાં તે કપડાં બોળવામાં આવતાં તે પાણી પાછળથી પોતાનાં તાજવાલાં માથાંપર છાંટતો. ફુલો અને સુગંધી અતરો તેણીની આગળ ધરી ભારે ભકતી ભાવથી તેણીની આસપાસ ત્રણ વખત ફેરા ફરતો. એનો હુકમ પોતાની માતાના સઘળા નોકર ચાકરોને પણ ખોરાકી પોશાકી મનમાનતી રીતે આપવાનો હતો. પહેલાં પોતાની માતાને પોતાને હાથે જાતે ખવાડયા પછી જે બાકી વધે તે પોતે ખાતો. તેણીના નોકરો પેટ પુરતું ખાઈ રહયા એમ જાણતાં તેણીના ઓરડામાં જઇ પલંગ બીછાવી ઓરડાને સુગંધી ખુશબાથી સવચ્છ કરતો. તયાર બાદ તેણીનાં પગ ધોઇ સાફ કરી સુગંધી તેલથી ચોળી જયાં સુધી તેણી મીઠી ઉંઘમાં પડે નહી તયાં સુધી તે તયાં થોભતો. તયાર પછી તેણીનાં પલંગ આસપાસ, પુરતાં આદરમાન સાથે હાથ જોડી ત્રણ ફેરા ફરી તેણીને નમન કરી દાસીઓને તેણીની સંભાળ રાખવાનો હુકમ કરી ચાલી જતો. માતાના સુવાના ઓરડામાંથી જયારે એ બહાર નીકળતો તયારે પોતાની પીઠ તેણીની તરફ નહી કરતાં, પાછલે પગે કાંઇપણ ગરબડ વગર ચાલી જઇ તરણ વાર ફરીથી નમન કરતો. પોતાની માતાની કીધેલી સેવા વારંવાર મનમાં યાદ કરતો પોતાના મેહેલમાં ભારે ખુશાલી સાથે પધારતો. આ પ્રમાણે એણે પોતાના સઘળા દીવસો પોતાની માતાની સેવા ચાકરી કરવામાં ગુજારયા.

આગબો આઠમા પછી દપુલા ચોથો રાજા થયો, જેણે પોતાનું રહેઠાણ 'બેરામીનીપાયા' નામની જગયાએ રાખયું. એની પછી આગબો ૯ મો રાજા થયો જેણે અનુરાધાપુરાને પાછી રાજધાની બનાવી. આ સઘળો વખત ટામીલો કાંઇ સુસત રહયા હોય એમ લાગતું નથી. તે લોકો પોતાનું બળ ધીરે પણ મક્કમ કદમે વધારયા જતા હતા. આગબો નવમાની પછી સીના પેહેલો જે ઈ. સ. ૮૪૬ માં ગાદીએ આવયો તેને ટામીલોની ધાસતીથી પોલોનારૂવાને રાજધાની બનાવવી પડી. જે રાજધાની શહેર તેરીકે પોલોનારૂવા ૧૫૭ વરસ સુધી રહેવા પ્રામયું.

સીના પેહેલાના વખતમાં દેશના રાજાએ મોટાં લશકર સાથે લંકાપર ચઢાઇ કરી દેશના ઉતર ભાગને પાયમાલ કરી દીધો. લંકામાં વસતા ટામીલ લોકો પણુ મદુરાના રાજાને મળી ગયા અને જે લડાઇ થવા પામી તેમાં લંકાના લશકરની હાર થવા પામી. ગભરાટમાં પડેલો સીના રાજા પોતાથી બને તેટલું જરઝવેરાત લેઈ કાંડીના પહાડી મુલક તરફ નાસી ગયો. રાજાના બે ભાઇઓ મીહીનદુ અને કાસયપાએ ચઢાઇ લઈ આવનાર દુશમનને આગળ વધતો અટકાવવાને કોશેશ કીધી પણ તેમાં તેઓ હારી ગયા અને મીહીનદુ મારયો ગયો. ટામીલોએ દેશને નુકશાન પુગાડી, સુંદર અનુરાધાપુરા શેહેરપર લુટ ચલાવી વેરાન બનાવી દીધું. શાહના મેહેલમાનું કીમતી જર ઝવેરાત, વીહારામાં મુકવામાં આવેલી સુંદર સોનેરી મુરતીઓ, થુપારામાં દાગોબાનું સોનેરી છત્ર વગેરે જે સઘળી કીમતી ચીજો હાથમાં આવી તે દુશમનો ઉંચકી ગયા. જયારે શેહેર ઉજડ બની રહયું તયારે ટામીલ રાજાએ સેનાની સાથે સલાહ કરી પોતે હીંદુસતાન પાછો ફરયો. શાહ સીના પહેલો ટામીલોએ દેશને જે ખરાબી પહોંચાડી હતી તેના વીચારમાંને વીચારમાં સવરગવાસ થયો. ઇસવી સન ૮૬૬.

સીના પહેલા પછી એનો ભત્રીજો સીના બીજો રાજા થયો. એણે સીંહલીજ પ્રજાની ગયલી કીરતી પાછી મેળવી. ટામીલોપર વેર લેવાનો વીચાર એના ભેજામાં રમયાજ કરતો હતો, એ સબબથી તેઓ સામે લડાઇ કરવાને એક મોટું લશકર ભેગું કરયું. એવું બનયું કે આ વખતે પાંડીયન રાજકુળનો એક નારાજ થયલો શાહજાદો લંકા ખાતે આશરો શોધતો આવી ચઢયો. સીનાએ આ તકનો લાભ લઇ પોતાના સેનાધીપતીને મોટું લશકર સોંપી પંડયા દેશપર ચઢાઈ કરવાને મોકલયો. મદુરાને ઓચીંતો ઘેરો ઘાલી સર કરવામાં આવયું. રાજાને મારી નાખી દેશપર જબરી કતલ ચલાવવામાં આવી. જે ખજાનો લંકામાંથી લુટી લઈ જવામાં આવયો હતો તે પાછો મેલવવામાં આવયો અને જે નારાજ થયલો શાહજાદો લંકા દેશના રાજાને આશરે આવયો હતો તેને પંડીયાનો રાજા બનાવવામાં આયયો. હવે દેશમાંથી ટામીલ હુમલાની બીક થોડો વખત સુધી જતી રહેવા પામી અને તેનો લાભ, સીનાએ ભવીશયના હુમલા થતા અટકાવવાનાં સાધનો સાંધી નેહેરો બાંધી, ખેતીવાડીનો વધારો કરવામાં વાપરયો.



## પ્રકરણ ૧૮ મું.

સીના બીજા પછી નીચલા રાજા પોલોનારૂવાની ગાદીપર આવી ગયા. જેના વખતમાં દેશના સીંહલીઝ લોકોમાં આપસઆપસમાં ટંટો ફીસાદ થતો રહયો.

| | |
|---|---|
| ઉદયા પહેલો ઈ૦ સ૦ ૯૦૧–૯૧૨. | ઉદયા બીજો ઈ૦ સ૦ ૯૫૨–૯૫૫. |
| કાસયપા ૪ થો ઈ૦ સ૦ ૯૧૨–૯૨૯. | સેના ૩ જો ઈ૦ સ૦ ૯૫૫–૯૬૪. |
| કાસયપા ૫ મો ઈ૦ સ૦ ૯૨૯–૯૩૯. | ઉદયા ૩ જો ઈ૦ સ૦ ૯૬૪–૯૭૨. |
| દપુલા ૫ મો ઈ૦ સ૦ ૯૩૯–૯૩૯. | સીના ચોથો ઈ૦ સ૦ ૯૭૨–૯૭૫. |
| દપુલા ૬ ઠો ઈ૦ સ૦ ૯૪૦–૯૫૨. | મીહીનદુ ચોથો ઈ૦ સ૦ ૯૭૫–૯૯૧. |

મીહીનદુ ૪ કલીનગાની શાહજાદી સાથે શેહાદીના ગાંઠથી જોડાયો. પણ આ જોડાણથી કાંઇ હીંદુસ્તાનના હુમલા અટકયા નહી. ચોલીયન રાજા વલ્લભે લંકાની ઉતરે લડવાને એક લશકર મોકલ્યું, જેને મીહીનદુના સરદારે હરાવી હાંકી કાઢયું

સીના પાંચમો દારૂનાં બુરાં બ્યસનથી મરણ પામયો.

મીહીનદુ પાંચમો ઈ૦ સ૦ ૧૦૦૧ માં ગાદીએ આવયો. એણે અનુરાધાપુરાને પાછી રાજધાની બનાવી. એણે ટામીલોને પોતાની નોકરીમાં પગારદાર નોકર તરીકે રાખ્યા. પણ જીલ્લા સુબાઓએ જે મેહેસુલ રાજાને ભરવી જોઇએ તે નહી ભરવાથી તીજોરી ખાલી પડી ગઇ. એથી ટામીલો પગાર મેળવવાને એની સાંમે થયા પણ રાજા છુપી રીતે રૂહુના નાસી ગયો અને ટામીલો અને બીજાઓ પોતાની મરજી માફક આજુબાજુના તાલુકાઓમાં સતા ચલાવવા લાગ્યા. દેશની નબળી હાલતની ખબર ચોલાના રાજાને પડયાથી તેણે તુરતજ સીલોનપર લડાઈ કરવાને લશકર મોકલી આપયું. જેણે રૂહુનાની અંદર દાખલ થઈ રાજા રાણીને કેદ કીધાં. એ બેઉને ચોલા ખાતે લઇ જવામાં આવ્યાં જ્યાં રાજા ૧૨ વરસ પછી મરણ પામ્યો. એ દરમ્યાન ટામીલોની લુટફાટ વગર અટકાવે ચાલુ રહેવા પામી અને આ બાર વરસના અરસામાં ચોલાના રાજાથી નેમાયલો ગવરનર પોલોનારૂવામાં હાકમી ચલાવવા લાગ્યો.

---

## પ્રકરણ ૧૯ મું.

જયારે મીહીનદુ બીચારો ઈંડીયામાં કેદી પડયો હતો ત્યારે સીંહલીઝ લોકોએ અસલી રાજવંશ સાચવી રાખવાના સબબે એના નાની ઉમરનાદીકરા કાસયપાને

ટામીલોથી નહીં માલમ પડે તેવી રીતે રહુનામાં છુપાવી રાખ્યો, જ્યાં એ થોડા વખતમાં મરણ પામયો.

ટામીલોનો જુલમ વધી જવાથી તેઓને હાંકી કાઢવાને અને સીંહલીઝ શેહેનશાહત પાછી જમાવવાને હવે મકકમ ઠરાવ કરવામાં આવ્યો. આ હીલચાલની સરદારી મીહીનદુ પાંચમાથી ઉતરી આવેલા કીરતીનામે બહાદુર કુમારે લીધી. આ નવા મુખીની વધતી જતી સતા અટકાવવાની તજવીજ ટામીલોના સરદાર લોકેશવરે ફોકટમાં કરી. કારણકે લોકેશવરના મરણથી ઇસવી સન ૧૦૬૫ માં ઉપલો કીરતી, વીજય બાહુ પહેલો નામ ધારણ કરી રાજગાદીપર આવયો. એણે (ઇ૦ સ૦ ૧૦૬૫–૧૧૨૦) ૫૫ વરસ રાજ કરયું પરંતુ તે તદન સુલેહ ભરેલું નહી હતું. સીંહલીઝ રાજ કરતાઓમાં એ એક મોટામાં મોટો રાજા થઈ ગયો છે. એ રાજા બે મુખ્ય નેમ ધરાવતો હતો. પહેલી તો ટામીલોને દેશમાંથી હાંકી કાઢવાની અને બીજી બઉધ ધરમનો નવેસરથી સુધારો વધારો કરવાની. આપણે યાદ રાખવું જોઇયે કે મહાવેલી ગંગાનો ઉતર પશચીમ ભાગ હજી સુધી ટામીલો પચાવી રહયા હતા.

વીજયબાહુને માથે મુશકેલી શરૂ થવા લાગી. ચોલીયન લોકોનું મોટું લશકર એની સામે ધસયું આવયું પણ આ વખતે લડાઇમાં ઉતરવાનું સલામત નહી જણાવાથી એણે કતારગામમાંથી નીકળી એક પહાડી કીલ્લાપર જગયા લીધી. લાંબી લડાઈ લડવાને પહેલાં તો પુરતો પઇસો જોઇયે તે એની પાસે હતો નહી. તેટલા માટે એક એલચીખાતાંને આ ખોટ પુરી પાડવાને અરમાન (બરમાનું પરગણું) ખાતે મદદ માગવા મોકલવામાં આવયું. બરમીઝ લોકો પણ એકજ ધરમના હોવાથી તે લોકોએ સીંહલીઝ બીરાદરો માટે એક સારૂ જેવું કીમતી નજરાણું મોકલી આપયું. હવે રાજાની પાસે પુરતું નાણું થવાથી પોતે જરા જોરમાં આવયો. લોકોએ પણ એનો દાખલો લઇ ચોલીયનોને કાંઇ પણ કર આપ વાની સાફ ના પાડી અને તેનાં પરીણામમાં એક ખુનખાર લડાઈ થવા પામી. રાજરતના સીંહલીઓ ટામીલોથી હારી ગયા પણ રહુના ખાતે ટામીલોને સખત માર પડયો. આ જીતથી રાજા જોસમાં આવી ગયો અને એક મોટું લશકર ભેગું કરી પોલોનારૂવાપર ધુજારો કીધો. પણ ટામીલોની એક નવી ટુકડી એની સામે થવાથી એની હાર થઇ અને ફરીથી પહાડ ઉપર આશરો લેવાની ફરજ પડી, પરંતુ આ પછી તુરતજ ચોલીયનોની સામે થવાને એક મોટું લશકર ભેગું કર વામાં આવયું. આ લશકરની મદદ વડે, વીજયના હાથમાં એક પછી એક કીલ્લાઓ આવતા ગયા અને ચોલીયનોની હાર થતી ગઇ. બીચારા ચોલીયનો અફસોસ સાથે પોલોના રૂવામાં ભેગા થતા ગયા. પોલોનારૂવાને પણ લાંબા અને

મુસીબત ભરેલા ઘેરાવા પછી આખરે સર કરવામાં આવયું. અને તેમ થવાથી ચોલાના રાજાએ વીજયની સામે થવાની વાત હવે પડતી મુકી. પોતાના રાજ અમલના ૧૫ મા વરસે ઈ. સ. ૧૦૮૦ માં વીજય બાહુ અનુરાધાપુરામાં દાખલ થયો. આ પછી કેટલાંક વરસે એણે પોલોનારૂવાને પોતાની રાજધાની બનાવી હતી. દેશમાં શાંતી પાથરતાં અને માથે ઘણી મુશકેલીઓ આવી પડી કારણ કે એક નહી પણ અનેક હુલડો એના વખતમાં ઉભરી આવયાં જે એણે સમાવી દીધાં. હવે અદલ ઇનસાફ તોલવાનું શરૂ થયું. અને લોકોપર જરૂર જોગાજ કરો નાખવામાં આવયા અને શેહેરનાં બચાવનાં સાધનો બરાબર પાયાપર મુકવામાં આવયાં. ગરીબ માણસો અને મુગાં જાનવરોને રક્ષણ મળવા લાગયું. અને કવીઓનો વધારો થયો. ટામીલોએ દેશની ઉપર વરસાવેલા સીતમથી દેશના ધર મને બહુ ખમવું પડયું હતું. ધરમગુરૂની સંખયા પણ બહુ નાની થઈ ગઇ હતી. તેટલા માટે આ ખોટ પુરી પાડવાને અને ધરમગુરૂનો વધારો કરાવવાને એક એલચીખાતાંને બરમાહથી બાહોશ ધરમગુરૂઓને લઇ આવવા મોકલવામા આવયું. આ ધરમગુરૂઓના આવી પુગવાથી બુધીઝમમાં નવો જીવ આવવા પામયો. બુધીસત ધરમના કાનુનો અને ત્રીપીતાકા નીયમીતપણે વંચાવા લાગયો. જાત્રાળુઓ બાવાઆદમ (શ્રીપાધ) ની ટેકરીપર બુધાનાં પગલાંને નમન કરવા જતા તેઓના ગુજારા માટે ભાતથી ભરપુર ખેતરોવાળું એક ગામડું ધરમાદા આપવામાં આવયું. આ બધું કરવા ઉપરાંત હીંદુ દેહેરાંઓને જે બક્ષેશ રાજ તરફથી આપવામાં આવતી હતી તે હજી ચાલુજ રહી હતી.

આ રાજાએ બે વખત લગન કરયાં હતાં. પહેલાં લગન જગતપાલ નામના રાજાની કુંવરી લીલાવતી સાથે થયાં હતાં. એની બીજી રાણી કલીન્ગાની શાહજાદી થતી હતી જેણીને પેટે ૫ દીકરી અને ૧ દીકરો જનમ પામયાં હતાં. એ દીકરો પાછળથી વીક્રમ બાહુ નામથી જણાશે.

## પ્રકરણ ૨૦ મું.

જયારે વીજય બાહુ મરણ પામયો તયારે તેનો દીકરો રૂહુના ખાતે હોવાથી વીજયના ભાઈ જયબાહુએ આવી તાજ લીધું પણ વીક્રમ બાહુ પોતાનો હક શેહેલાઇથી મુકી દે એવો નર નહીં હતો. તેણે પોતાના કાકા સામે ૬ વખત લડાઈ કરી અને આખરે તેને રૂહુના નસાડી મુકી પોતે વીક્રમબાહુ નામ રાખી રાજા થયો.

આ વખતે રૂહુનાની ગાદીએ કોણ હતું તે આપણે તપાસીયે. વીજયબાહુની બેહેન મીતાને ત્રણ દીકરા હતા. પહેલા દીકરા મનાભારનનાં લગન વીજયબાહુની દીકરી રતનાવલી સાથે કરવામાં આવયાં હતાં. બીજા દીકરા કીરતીશ્રી મેઘે રતનાવલીની બેન સાથે લગન સંબંધ કીધો અને ત્રીજા દીકરા વલ્લભે વીજયબાહુની પઉત્રી સુગલ સાથે શેયાદી કીધી. જયારે વીક્રમબાહુ રાજા થયો તયારે રૂહુનાની ગાદીપર મનાભારન હતો અને મનાભારનના હાથ નીચે એના નાના ભાઈ હતા. આ ચારે જણાએ દેશમાં સુલેહશાંતી પાંથરવાને જરાએ તકલીફ લીધી નહીં, અને દેશના ચાલતા આવેલા રીવાજોનો ભેગ થતો ચાલ્યો. વીક્રમ બાહુએ પોતાની રઇયતને અણઘટતા અને આકરા કરથી હેરાન કીધી એટલુંજ નહી પણ તે સીતમગરે તો વીહારાનો ખજાનો પણ લુટી લેવા માંડયો. એટલુંજ નહી પણ માનીતા મીત્રોને જમીનોની બક્ષીશો આપી બુધીસત ધરમનો નાશ કરવાની તજવીજ કરવા માંડી. આથી કરીને ગુસસે થયલા ધરમ ગુરૂઓ જે પવીત્ર યાદદાસત પોતાથી લેવાઈ શકાય તેટલી લઇ રૂહુના તરફ નીકળી જઈ જયાં આશરો મળયો તયાં રહેવા લાગયા. ભાડુતી લશકરે ગામડાંમાં અને ધોરી રસતા પર લુટ ચલાવવા માંડી અને ખાનદાની કુટુંબોને મોતથી બચી જવાને છુપાઇ રહેવું પડયું. તળાવો અને નેહેરોની ભાંજફોડ કરવામાં આવી અને ખાનગી કજીયાનો ચુકાદો તલવારથી મળવા લાગયો. ખરેજ લંકાની પેલી રાવણની ભુમીપર આ વખતે નાશભાગનો ત્રાસ વરતી રહયો. રામ રાવણની લડાઇ ફરીથી જાગી હોય તેમ લંકાનું લોક વીલાપમાં પડયું. હમેલદાર ઓરતોનો ધાસતીને લીધે ગરભપાત થવા લાગયો અને ધરતી માતા પણ પોતાનાં બાળકોપર પડતી જફા નહીં ખમી શકવાથી કંપવા લાગી.

આ ગડબડમાં સારે નસીબે મનાભારન મરણ પામયો અને કીરતીસરી મેઘ રૂહુનાનો વડો સરદાર થયો. ૨૧ વરસનાં રાજ પછી વીક્રમ બાહુ મરણ પામયો અને એનો દીકરો ગજબાહુ બીજો ઈ૦ સ૦ ૧૧૪૨ માં પોલોનારૂવા ખાતે રાજ કરવા લાગયો.

## પ્રકરણ ૨૧ મું.

લંકાના ઇતીહાસમાં પ્રખ્યાતી પામેલા પરાક્રમ બાહુનો જનમ બદુલાથી થોડે દુર આવેલાં અલુપોન ગામમાં થયો હતો. એ રૂહુના પ્રાંતના હાકેમ મનાભારનનો દીકરો હતો. એના જનમ વખતે એવી અગમચેતી કરવામાં આવી હતી કે એ એક મોટી જીત મેળવનાર અને માથે ઉઠાવેલો સાહાસ પાર ઉતારનાર

મહા પુરૂશ થશે. આ શાહજાદો નાનપણુથીજ રાજલોભ ધરાવતો હતો. જે પ્રાંતમાં એનો જનમ થયો હતો તેનો સાંકડો વીસતાર અને દમ વગરની સતાથી એનો જીવ બળવા લાગયો અને તક મળવે આખા ટાપુનો એકલો ધણી થવાને આતુરતાથી ઇચ્છવા લાગયો. આ સધળો રાજલોભ ધરાવવા છતાં એ અતી ધણો બુધીશાળી અને દુરઅંદેસી પુરૂશ હતો. બહાદુરી અને બળ તો કુદરતે એને જોઈયે તેટલું બક્ષયું હતું તેમાં એણે રાજકુમારની જરૂરી વીધાથી સારી રીતે ઉમેરો કીધો. ઘોડો કેમ દોડાવવો, શીકાર કેમ રમવો, તલવાર કેમ ફેરવવી, તીર કામથું કેમ વાપરવું, લડાઈની રચના કેમ રચવી, વીગેરે વીદયાનો એણે જોઇતે અનુભવ મેળવયો. વયાકરણનો અભયાસ કરવા સાથ એણે ધરમની ફીલસુફીનુ ઉંડુ ગ્નાન મેળવયું હતું. આ મેળવેલાં ગ્નાનની એને ખાસ જરૂર હતી કારણ કે એણે ઉઠાવેલી યોજના જેવી તેવી નહી હતી. તે યોજનાને સધળી મુસીબતોની સામે થઈ પાર ઉતારવાનો એણે નકી ઠરાવ કરી રાખયો હતો. આફ્તના વમળ માંથી પસાર થયલા આ ટાપુને માટે એક મકકમ મનના ડાહયા રાજાની ખાસ જરૂર હતી. જેની જરૂર હતી તે આખરે મળી આવયો. પોતાના વડવાઓનાં બહાદુરી ભરેલાં અને નેકનામી ભરેલાં કામની યાદથી એનું જીગર જોસ મારવા લાગયું. બુધાની હીમત, રામનું પરાક્રમ, બહાદુર પાંડવોની પહેલવાનગીરી અને કનક બ્રાહમણની બુધીનાં ભેગાં બળે એનાં મગજને વધારે શુરવીર બનાવી દીધું. એની સધળી શકતી ઉમદા નેમો અને દેશનું ભલું કરવાની કાળજી છતાં એનામાં એક ખોડ હતી.

એની પહેલી સવારી રૂહુના પ્રાંતના હુકમ હેઠળ આવેલાં બદુલા ગામપર હતી. જેની હાકમી સંખા નામે હાકમ ચલાવતો હતો. શાહજાદાને પહેલાં તો આવકાર આપી દાખલ કીધો. પણ પાછળથી સંખા સરદારને શક જવાથી એતો રાજાની જાણ વગર આવેલો છે એમ અનુમાન કરી તે વીશેની ખબર કહાડવા જાસુસોને મોકલ્યા. પરંતુ પરાક્રમને આ વાત માલુમ પડી જવાથી સંખાને કતલ કરાવયો. સરદારનાં માણસોમાં આથી જે બખેડો થવા પામયો તેને તુરતજ સમાવી દેવામાં આવયો અને ગામને લુટી લેવામાં આવયું. પરાક્રમ કે જેની બહાદુરીએ લોકોની મોટી સંખયાને અજાયબ કીધાં હતાં તેઓએ હવે તેને મદદ કરવા માંડી. અને આથી કીરતીશ્રી મેધે મોકલેલાં લશકરને એક લેહેજામાં હરાવી દેવામાં આવયુ. હવે જયાં ગજાબાહુ રાજ કરતો હતો તે જગાપર આપણો શાહજાદો આવી લાગયો. જેને રાજાએ માન અને મોહોબત સાથે પોલોનારૂવા ખાતે આવકાર આપયો. આ માયા મેહેરબાનીનો બદલો એ નામદારે ઉલટીજ રીતે દેખાડી આપયો. લોકોની લાગણી અને દેશની હાલત તપાસવાને એણે પોતાના

જાસુસોને દરેક ગામડાંમાં મોકલી આપયા. કેટલાક ગારૂડી તરીકે, કેટલાક ગાનારા તરીકે, કેટલાક જોતીશ તરીકે, સોદાગર અને વઇદ તરીકે અને ધરમગુરૂ અને જાતરાળુ તરીકે કામ કરવા લાગયા. એણે પોતે પણ એવકુફ હોવાનો ઢોંગ કરવા માંડયો. લોકોમાં છુટથી ભેળાઈ પોતાની સખાવત અને મીઠી બોલીથી તેઓનું હેત પોતાના તરફ ખેંચવા લાગયો. આ પ્રમાણે જે સઘળું જાણવું જોઈતું હતું તે એણે જાણી લીધું. લોકોની ફીદાગીરી આ શાહજાદાપર વધારે ઉતરેલી જોઇ હવે તો ગજાબાહુ રાજા પણ અદેખો બની ગયો. કુમારે આ ઉપરથી જોઈ લીધું કે કાંઈ ઉતાવળ કરવે આંબા પાકે તેમ નથી તેથી એણે રૂહુના ખાતે પાછો ફરી પોતાના કાકા સાથે સમજુતી કરી દીધી. આ પછી થોડા વખતમાંજ કીરતી શ્રીમેઘ મરણ પામવાથી પોતે રૂહુનાનો હાકમ થયો.

---

## પ્રકરણ ૨૨ મું.

પોતાના બાપની રૂહુનાની ગાદીએ આવવાના સમાચાર પરાક્રમબાહુએ ગજા બાહુને પુગાડયા. હવે આગલાએ જોયું કે પોતાના મનની મુરાદ પાર પાડવાનો વખત આવી લાગયો છે તેથી તેણે લડાઈમાં ઉતરવાની દરેક તઇયારી કરવા માંડી. પ્રથમ તો તેણે પોતાના રાજ ભંડારમાં દમ બાંધીને અનાજ ભેગું કરવા માંડયું. નેહેરો ખોદાવી, પડતર જમીનોને ભાતનાં ખેતરોમાં ફેરવી નાખવામાં આવી, પુરાણા અને બીસમાર હાલતમાં આવી પડેલાં પાણીનાં ટાંકાંઓને સમરાવી નવાં બંધાવવામાં આવયાં. લશકરની રચના નવેસરથી કરવામાં આવી. ટામીલ, વેદા અને સીહલીઓને એ લશકરમાં સામેલ કરવામાં આવયા. લશકરને લડાઇની રીતો દેખાડવા માટે મોહોહલાઓમાં નકલી લડાઇઓ કરવામાં આવી. આ બધું થવા છતાં લડાઈને માટે જે મુખય જરૂર નાણાંની જોઇયે તે રૂહુનામાં પુરતી સંખયામાં ભેગી થઈ શકી નહીં. પણ ઈશવર મેહેરબાનીથી આ અરસામાં હીરા માણેકની નીકાશ ધુમ થવા લાગી, અને તેથી ખજાનામાં ઉપજ સારી થઈ. વળી કેનડીના સરદારને પરાક્રમે પોતાના પક્ષમાં લઈ લેવાની દુરઅંદેશી વાપરી. એ હોકમ ગજાબાહુના તાબામાં હતો, પણ પરાક્રમે તેને ફુસલાવવાથી પોતાના શેઠનો નીમકહરામી થયો.

હવે ગજાબાહુ સામે એક ખુનખાર લડાઈ શરૂ થઇ. પરાક્રમના સેનાપતીના હાથમાં એક પછી એક શેહેર અને કીલ્લા આવતા ચાલ્યા. અનુરાધાપુરા અને પોલોનારૂવાને સર કરવામાં આવયાં. અને ગજાબાહુને પકડી કેદ કરવામાં

આવયો. એમ થવાથી, ગજાબાહુના મંત્રીઓએ મનાભારનને રૂહુનાથી આવી રાજાની તરફેણમાં લડાઈ કરવાની અરજ ગુજારી. એ અરજ કબુલ રાખવામાં આવી. વળી અધુરામાં પુરૂ, લોકો પણ પરાક્રમના લશકર સામે ઉશકેરાઇ ગયલું હોવાથી જે લડાઈ થવા પામી તેમાં પરાક્રમના લશકરની હાર થઇ. પોતે મેળવેલી જીત પછી મનાભારનની ખરી ધારણા થોડા દીવસમાંજ માલમ પડી આવી. એણે ગજાબાહુના અધીકારીઓને ગરદન મરાવી તેઓનું જર ઝવેરાત ખુચવી લીધું એટલુંજ નહી પણ રાજાને પણ છુપી રીતે ઝેરથી યા ભુખમરાથી રીબાવી મારવાનો વીચાર કીધો. આ પ્રમાણે જણાવાથી, ગજાબાહુએ પોતે પોતાને બચાવી લેવાને, પરાક્રમને અરજ ગુજારી. પરાક્રમે તેને મદદ મોકલી છુટકારો કીધો પણ પાછળથી જાણવામાં આવયું કે રાજાનો ભરોસો થાય તેમ નથી. તેથી પરાક્રમે ગજાબાહુને પોતાનું રાજ પરાક્રમને આપી દેવાની ફરજ પાડી. મનાભારાન જે રૂના ખાતે નાસી ગયો હતો તેણે પરાક્રમને ગાદીએ આવતો અટકાવવાની તજવીજ કીધી તેમાં તે ફતેહ પામયો નહી. અને પરાક્રમ આખરે લંકાનો રાજા થવા પામયો ઈ. સ. ૧૧૬૪.

---

## પ્રકરણ ૨૩ મું.

હવે પરાક્રમ લંકાનો મહા બળવાન રાજા થઈ પડયો. પોતાની મોટામાં મોટી મુરાદમાં તે ફતેહ પામ્યો. તે હવે રૂહુનાનો ખંડીયો રાજા નહીં પણ લંકાનો મહારાજા થયો. દુશમનનો ડર તેને હવે રહયો નહીં.

વીજયબાહુ પહેલાના વખતમાં બુધીસત ધરમગુરૂઓને બહારથી બોલાવી મંગાવવામાં આવ્યા હતા તે આપણે જોઈ ગયા છીયે. એ પરદેશીઓ સીયામ અને આરાકાનની વચ્ચે આવેલા બરમાહના અરમાન પ્રાંતના રહીશ હતા. બેઉ દેશનો ધરમ એક હોવાથી અસલના વખતથી લંકા અને બરમાહ ગાડી દોસ્તી ધરાવતું હતું, પરંતુ આ દોસ્તીમાં અરમાનનો રાજા જે કંબોડીયાનો પણ રાજા હોય તેનાં કેટલાંક અવીચારી કામથી ભંગાણ પડયું. કેટલાંક નહીં જણાયલાં કારણોને લીધે એ રાજાએ પોતાના દેશમાં રહેતા સીંહલીઝોપર જુલમ ગુજારી હેરાન કરવા માંડયા. જે સીંહલીઝ વેપારીઓ એના દેશની મુલાકાતે ગયા તેઓને લુંટી લેવા લાગયો અને પરાક્રમના એલચીઓનું શરમભરેલી રીતે અપમાન કીધું. એટલી દુશમનીથી નહીં ધરાતાં, એણે એક સીંહલીઝ શાહજાદી જે લંકાથી મુસાફરીએ નીકળી હતી તેને જબરદસ્તીથી પકડી લીધી. પરાક્રમ રાજા આવાં અપમાનો સાંખી શકે તેવો નહીં હતો. તેણે તુરતજ પોતાના

તુમાખી દુશમનને સજા કરવાને એક સવારી મોકલવાનું નકકી કીધું. એ લશકરની સરદારી અદીકરમ નામના ટામીલને આપવામાં આવી. તેણે કમબો- ડીયામાં દાખલ થઈ ત્યાંના રાજાને જમદેવને હવાલે કરી દીધો. અને તે દેશ ઉપર પ્રાક્રમની સરવોતમ સતા પોકરાવી. આ બનાવ ઈ૦ સ૦ ૧૧૮૦ માં બનયો છે.

સીલોનની ઉતરે આવેલાં દક્ષીણ હીંદુસ્તાનનાં પંડીયા અને ચોલાના રાજ્યો પોતાનાં બાહુતી લશ્કર મોકલી લંકાના રાજાઓને ઘડી ઘડી ભુખ પડાવતાં હતાં. આથી પરાક્રમે આ દુશમનોને પણ કાંઇ ચીમકી લગાડવાનો વીચાર કીધો. ઉપલાં બે રાજ્યોનું ભેગું લશ્કર લંકાનાં રાજ્યનાં બળ સાંમે ટક્કર ઝીલી શકયું નહી. રામેશ્વરના ટાપુને જીતી લઇ તેને લંકાનો ભાગ બનાવવામાં આવ્યો. પરાક્રમના સેનાપતી "લંકાપુરા"ની જીત જે જે લડાઈ તે લડયો તેમાં થવા લાગી, અને શેહેરપર શેહેર સર થતાં ગયાં. આખરે લંકાપુરાએ મદુરા રાજધાનીમાં પેસી તેને પણ શરણ કીધું. તેના રાજાને ઉઠાડી મુકી કમબોડીયાની પેઠે એક ખંડીયા રાજાની નેમણુક કરવામાં આવી. ચોલાના રાજાનો પણ એવોજ હાલ થયો. વળી ઉપલાં બે રાજ્યમાં પરાક્રમ બાહુના સીકકા ચાલુ કરવામાં આવ્યા.

હવે આપણે પરાક્રમે સ્વદેશમાં શું સુધારો વધારો કરયો તે તપાસ્યે. કીરતી શ્રીમેઘના મરણથી જ્યારે એ રૂહુના પ્રાંતનો હાકેમ થયો ત્યારે તે પ્રાંતમાં એણે શા સુધારા કરયા તે આપણે જોઇ ગયા છીયે. એણે કેવી કેવી નેહેરો બંધાવી, પડતર જમીનો ભાતનાં ખેતરો બનાવી, કેવી રીતે કોઠારો બંધાવી બેસુમાર અનાજ ભેગું કરી રાખ્યું તે આપણે જાણીએ છીયે. આ સુધારા તો તે જ્યારે એક હાકમ હતો ત્યારે થવા પામ્યા હતા. પણ જ્યારે તે લંકાનો સરવોપરી રાજા થયો ત્યારે કેવા મહાન સુધારા થવા પામ્યા હશે તે આપણે તપાસ્યે. પોતાનું નામ પારકા દેશમાં મશહુર કરવા સાથ એ પોતાની માતુ ભુમીને ભુલી ગયો નહી. આગલા રાજાઓ રઇયતપર બીન જરૂરી અને હદથી જયાદા આકરા કર નાંખી પોતાની યાદગારી રાખી ગયા હતા. પરાક્રમે હુકમ કરયોકે હવેથી કરોની ઉઘરાણી રીતસર કરવી અને મેહેસુલ ઉઘરાવ- નારાઓએ જુલમાત વાપરવો નહી. નીરાધાર ગરીબોને પેટ પુરતું મફત ખાણું પુરું પાડવામાં આવ્યું. દવાખાના બંધાવી ડાકટરોની સગવડ કરી આપવામાં આવી. જે આબરૂદાર કુટુંબોને પોતાનો વખત નાસ ભાગમાં કાઢવો પડતો હતો અને લુટારાની બીકથી ભરાઈ છુપાઇને રહેવું પડતું હતું તેઓને હવે આબરૂ ઇજ્જતથી ફરતાં કરયાં, બુધીસત ધરમમાં ઘણોક સુધારો કરવામાં આવ્યો અને ઘણોક કરવાનો બાકી રહયો.

જાત જાતના ફુટવા વધવા પામ્યા હતા, ધરમગુરૂઓ, હાલના હીંદુ તેમજ પારસી ધરમગુરૂઓ પેઠે ધારમીક ફરજો છોડી દઈ સંસારી અને સ્વારથી જીંદગીપર વધુ ઢળતા જતા હતા, અને ત્રણ મોટી સમાજો માહ વીહારા, અભયગીરી વીહારા, અને જેતવનરામા વીહારા, ધારમીક રીવાજો અને કાનુનોના મતફેરથી એકબીજાથી જુદી પડી ગઈ હતી. ઉપલી મુશકેલીઓ મટાડવાને પરાક્રમે સલાહ આપનાર એક ખાસ મંડળી ઉભી કીધી જેમાં ધરમ સંબંધી બાબતોની ચરચા ચલાવી, બુધીસત ધરમને શુધ અને સ્વચ્છ કરવાનાં પગલાં ભરવામાં આવ્યાં. જે ધરમગુરૂઓ બુરી જીંદગી ગુજારતા હતા તેઓને ન્યાત બહાર મુકવામાં આવ્યા. આ સઘળું કરવા છતાં જોકે સમાજોને એકબીજાની સાથે પુરતી શુલેહ સંપજ થવા પામી નહીં તોપણ વધારે દોસતી ભરેલી લાગણી બેશક દાખલ થવા પામી.

શેહેરની ખુબસુરતીમાં વધારો કરવાને પરાક્રમે જે સરકારી ઇમારતો બંધાવી છે તે તરફ આપણે નજર ફેંકયે છીયે તયારે તેની સંખયા અને મોટાઈ જોઈ આપણે અજાયબીમાં ગરકાવ થઈયે છીયે. રમત ગમતનાં મેદાનો અને વાડીઓ ને તળાવ અને ખુશનુમા હમામખાનાંથી એણે દીલપઝીર બનાવી દીધાં. હજારો ટાંકીઓ એના ખાસ હુકમથી બાંધયામાં આવી અને સંખયાબંધ નેહેરો ખોદવામાં આવી. એણે ૧૦૦ માઇલની જે ગંજાવર નેહેર બંધાવી છે તેને "પરાક્રમનો દરીયા સાગર" નામ આપવામાં આવયું. આ નેહેર એની હીંમત અને ડાહપણનો એક નામીચો દાખલો પુરો પાડે છે. એ રાજા ૩૩ વરસ રાજ કરી ઈ. સ. ૧૧૯૭ માં મરણ પામયો.



## પ્રકરણ ૨૪ મું.

પરાક્રમના મરણ પછી ૫૩ વરસ સુધી લંકાની ગાદીએ એનું નામ રાખે તેવો કોઇ પણ રાજા થવા પામયો નથી. એ સઘળો વખત ગડબડ ઘોંટાળામાં પસાર થયો. પરાક્રમનો ભત્રીજો વીજય બાહુ ર જો જે એની પછી ઈ૦ સ૦ ૧૧૯૭ માં ગાદીએ આવયો. તે એક કવી હોવા ઉપરાંત પાલી ભાશાનું થોડું જ્ઞાન ધરાવતો હતો. એણે અરમાનના રાજા સાથે સમજુતી કરી કેટલીક ધરમ સંબંધી તકરારનો નીવેડો લાવી, બેઉની જુની દોસતીને પાછી તાજી કીધી. એણે ફકત ૧ વરસ રાજ કીધું તેટલામાં મોહીનદા ૬ કાએ એને મારી નાખયો. પરંતુ એજ કસરેવજને પાંચ દીવસના રાજ પછી કીરતીનીસનકા નામના સીંહલીઝ શાહજાદાએ મારી નાખયો. જે પથરના સીંહની ઉપર કીરતીની

સનકાનું તખત મુકવામાં આવતું હતું તે પથરનો પુરાતન સીંહ હજુ પણ કોલંબો મયુઝીયમમાં એ રાજાની કીરતીની ગવાહી પુરી પાડે છે.

ઈ૦ સ૦ ૧૨૦૭ થી ૧૨૨૨ દરમયાન જે રાજકરતાઓ સીલોનની ગાદીએ થઈ ગયા તેઓ સઘળા કાંઈ ખાસ નોધ લેવા જોગ નથી. તેમ છતાં આ મુદત દરમયાન લંકાંની ગાદીએ જે બે રાણીઓ થવા પામી તેઓ વીશે મારે કાંઈ ઇસારો કરવો જોઈયે. પરાક્રમની વીધવા લીલાવતી રાણીને ત્રણ વખત ગાદીપર બેસાડી ત્રણ વખત ઉઠાડી મુકવામાં આવી. એની પછી બીજી રાણી જે થઈ તે કીરતીનીસનકાની વીધવા કલયાનવતી હતી જેણીએ ૬ વરસ રાજ કીધુ. જયારે લીલાવતી ત્રીજી અને છેલ્લી વખત લંકાની રાણી તરીકે રાજ ચલાવતી હતી તયારે પાંડયન લશકરે દેશપર હુમલો લાવી રાણીને ગાદીપરથી ઉઠાડી મુકી પોતાના મુખી પરાક્રમ પાંડુને રાજા બનાવી દીધો. આ પછી ત્રણ વરસે મઘા નામના કલીંગાના કુમારે વીસ હજાર માણસોનાં લશકર સાથે સીલોન પર ચઢાઈ કરી પાંડુને ઉઠાડી પોતે રાજા થયો. ઈ૦ સ૦ ૧૨૨૫.

મઘાની ઉપલી ચઢાઇ આગલી ટામીલ ચઢાઈઓ કરતાં વધારે ઘાતકી અને દયાહીણુ જણાય છે. બીચારા સીંહલીઝ લોકોની માલમતા લુંટી લેવામાં આવી એટલુંજ નહી પણ તેઓએ કાંઇ પણ પઇસો ટકો જમીનમાં છુપાવયો હોય તે બતાવી આપવાને તેઓ ઉપર દયા ઉપજાવે એવું ઘાતકીપણું ગુજારવામાં આવયું. દાગોબા અને વીહારાનો નાશ કરવામાં આવયો. ગોરજી મહારાજ જેવા ચોટલી અને દાઢી વગરના બુધીસટ ધરમગુરૂઓને અપમાન આપી માર મારવામાં આવયો. લોકોની પાસે ફરજયાત ગુલામગીરી કરાવવા માંડી, અને પુસતકશાળાનો નાશ કરી લોકોને લાંચથી નહીં વટલે તો જોર જુલમથી વટલાવવા માંડયાં. આ જોહાકી એટલી બધી સીતમગાર હતી કે સીંહલીઝ લોકો એ જુલમને પોતાના ધરમની તેઓએ આગલા વખતમાં રાખેલી બેદરકારી અને નાફરમાનીની સાજા હોય એમ ગણવા લાગાં.

મઘાનું રાજ જો કે ૨૧) વરસ સુધી ચાલયું તોપણ જે શેહેરો અને ગામો પહાડનાં રક્ષણ નીચે આવેલાં હતાં તેઓ, એ ટામીલ સરદારની હકુમત હેઠળ આવવા પામયાં નહીં. એમાંનું એક દમબાદેનીય શેહેર કોલંબોથી ઉતર પુરવે ૫૦) માઇલ દુર આવેલું હતું. જયાં સીંહલીઝ રાજવંશથી ઉતરી આવેલો વીજયબાહુ પોતાની હકુમત ટકાવી રાખી રહયો હતો. આ કુમારે પોતાની સતા કટકે કટકે વધારવા માંડી અને છેવટે ટામીલોને મયાસત અને રહુનામાંથી સદંતર હાંકી કાહાડી, દેશના ઉતર ભાગમાં જઇ રહેવાની ફરજ પાડી.



## પ્રકરણ ૨૫ મું.

વીજયબાહુ બીજો પછી એનો દીકરો પરાક્રમબાહુ ૨ જો ઈ. સ. ૧૨૫૦) માં ગાદીએ આવયો. એણે મેળવેલાં બોહોળાં જ્ઞાને એને સરવજ્ઞાની પંડીતનું નામ લઈ આપયું. એણે ટામીલો સાથે કલાવેવા આગળ એક મોટી લડાઈ કરી તેઓને હજુ વધારે ઉત્તર તરફ હાંકી કાઢયા. એ ઉપરાંત જાવાથી ઉતરી પડેલી મેલે લોકોની ટોળકી એણે એ વખત મારી હઠાવી.

એણે હીંદુસતાનમાંથી નવા ધરમ ગુરૂઓ બોલાવી જે ધરમગુરૂ અને ચેળાઓ નાલાયક જીંદગી ગુજારતા હતા તેઓને બરતરફ કીધા. વળી એણે એવો હુકમ કીધો કે દરેક ધરમગુરૂએ ધરમનું સંપુરણ શીક્ષણ લઈ તરકશાસ્ત્ર, વયાકરણ, અને બીજા ઈલમનો પણ અભયાસ કરવો.

આ રાજાએ જે ઈમારતો બંધાવી છે તે ખાસ નોધ લેવા જોગ છે. કુરૂનેગલ, કેલાનીય, ગમપોલા દમબાદેનીય, બેનટોટા, અને દોનડરા ખાતે કોઈ ઠેકાણે વીહારા તો કોઇ ઠેકાણે મંદીરો બંધાવી આપયાં.

આસરે એનાજ વખતમાં એક વીદવાન ધરમગુરૂ ધરમકીરતીએ મહાવન સામાં મહાસેનના મરણથી તે પરાક્રમબાહુ બીજાના રાજ સુધીની તવારીખનો ઉમેરો કીધો.



## પ્રકરણ ૨૬ મું.

પરાક્રમબાહુ બીજા પછી એનો દીકરો વીજયબાહુ ૪થો ગાદીએ આવયો, જેણે પોલોનાં રૂવાને પાછી રાજધાની બનાવી ઈ૦ સ૦ ૧૨૮૫ એના ૨ વરસના રાજ પછી એના મંત્રી મીત્રસેને એનું ખુન કીધુ. વીજયનો ભાઈ ભુવાનકબાહુ ૧ લો આથી યાપાહુ ખાતે નાસી ગયો અને થોડા વખતમાંજ રાજ પચાવી પાડનાર મંત્રીનું મોત લાવવામાં આવયું. યાપાહુને હવે રાજધાની બનાવવામાં આવી. પંડીઆના રાજા કુલશેકરે પોતાના સેનાપતી આરીય મકાવતીને લશકર આપી મોકલયો. જે ઘણી યાપાહુમાં દાખલ થઇ બીજા ખજાના સાથે બુધાનો દાંત પણ ઉપાડી ગયો. એ યાદગારીને ઉપલા રાજાની પછીના રાજા પરાક્રમબાહુ ત્રીજાએ પંડીયાના રાજાને સમજાવી પાછી મેળવી. પરાક્રમ ત્રીજો પોલોના રૂવાની ગાડીએ છેલ્લોજ રાજા હતો કારણ કે એનાં મરણ પછી ભુવાનકબાહુ રાજાએ કુરૂનગલાને રાજધાની બનાવી.

પરાક્રમ બાહુ ૪ થો ઈ૦ સ૦ ૧૩૦૫ માં રાજા થયો. એણે દેહેરાં વગેરે પવીત્ર મકાન બંધાવી વીદયાને ઉતેજન આપયું. બુદ્ધાના દાંતની યાદગારીપર એણે એક પુસતક રચયું. સઉથી વધારે રસીલું પુસતક તો બુદ્ધાના ૫૫૦ અવતારની વારતા "જાતકા" નો પાલીમાંથી સીંહલીઝમાં તરજુમો કીધો તે હતું. ચાઈનીઝ લોકો પણ બુધીસત ધરમ પાળતા હોવાથી, બુધાનાં તીરથ આગળ સુખડ લોબાન વીગેરે કેટલીક અરપણ કરવાની ચીજો સાથે એક ચાઈનીઝ સરદાર લંકામાં આવી પુગયો ઈ. સ. ૧૪૦૫. આ સરદારને તે વખતના રાજા વીરાબાહુ ૨ જાએ શરમભરેલી રીતે અપમાન કીધું અને તે બાપડો ઘણી મુશકેલી સાથે પોતાને દેશ નાસી છુટયો. તેમ છતાં ઇ. સ. ૧૪૦૮ માં પોતાનુ વેર લેવાને તે પાછો ફરયો. રાજા રાણીને કેદ કરી ચીન મોકલવામાં આવયાં. પણ ચીનના રાજાએ તેઓને એવી શરતે છોડી દીધાં કે વીરાબાહુનું રાજ લઈ તે તાજને એનાં કુટુંબના કોઈ સઉથી ડાહયા પુરૂશને આપવું. આ ઉપરથી પરાક્રમ બાહુ ૬ ઠાને ઈ. સ. ૧૪૧૦ માં રાજા બનાવવામાં આવયો અને આ પછીનાં બીજાં ૫૦ વરસો સુધી સીલોનને ચીનને ખંડણી ભરવી પડી.

પરાક્રમ બાહુ ૬ ઠાએ ૫૨ વરસ રાજ કીધું. એણે બુધાના દાંતને કોટા લઇ આવી બુધીઝમને ઉતેજત આપયું. તામીલોની સતા ઘટાડીને જાફનાને સીંહલીઝ રાજાની સતા નીચે લાવવામાં આવયું. આ બાબદો બતાવી આપે છે કે લંકાનાં નસીબે વળી એક ડાહયો રાજા પેદા થયો હતો. આજ રાજમાં લંકાનો સઉથી નામીચો કવી "તોતાગામુવેસરી રહુલા" થઈ ગયો છે.

ઈ૦ સ૦ ૧૫૦૫ માં ધરમ પરાક્રમબાહુ ૯ મો પોતાના બાપ પરાક્રમ આઠમાની ગાદીએ આવયો. એના વખતમાં ફીરંગી લોકોએ લંકામાં પેહેલ વેહેલો દેખાવ દીધો.



## કરણ ૨૭ મું.

લંકાની તવારીખની જણાયલી શરૂઆતથી લગભગ ૨૦૦૦ વરસનો લાંબો ટપો આપણે ફરી ચુકયા છીયે. પેહેલ વેહેલાં લંકાની જીત વીજયને હાથે કેમ થવા પામી તે આપણે જોયું છે. એસઇકા પછી કેવી રીતે બુધીઝમ દાખલ થવા પામયો, વીદયાહુનરને કેવી રીતે ખીલવવામાં આવયું તે પણ આપણે વાંચી ગયા છીયે.

હીંદુસતાનના તામીલોએ સંખયાબંધ હુમલા કરી આ ટાપુને જીતી પચાવી પાડવાની કીધેલી કોશેશો તેમજ સીંહલીઝ રાજાઓને સતાવયાથી તેઓને એક

શેહેર છોડી બીજાંમાં જઇ રહેવાની પડેલી જરૂર, અને આખરે તામીલોએ ઉતર પ્રાંતમાં પોતાનું જે સંસથાન બનાવયું તે સઘળું આપણા ધયાનમાં છે. વળી જાવાના મલે અને ચીનના ચીનાઓની ચઢાઇ પણ આપણે જોઈગયા છીયે પણ આ સઘળી ચઢાઈ લાવનાર એશીયાટીકજ હતા. હવે જે લોકો આ સુવરણ ભુમીમાં દાખલ થવા પામયા અને આખરે એ દેશને જીતી પોતાનો બનાવયો તે તદન જુદીજ જાત હતી. એ લોકો પોરટુગીઝ, ડચ અને ઈંગલીશ લોકો હતા.

યુરોપની પેહેલી જે પ્રજા લંકામાં દાખલ થવા પામી તે પોરટુગીઝ હતી. જેઓને જે વખતે અત્રે ધરમ પરાક્રમ બાહુ ૯ મો ઈ૦ સ૦ ૧૫૦૫ માં કોટામાં રાજ કરતો હતો તયારે ફકત એક અકસમાત અત્રેના કીનારાપર ખેંચી લઈ આવયો. આ બનાવ આગમજ પણ યુરોપીયન લોકોને સીંહલદવીપ જાણીતો હતો. ગ્રીક લોકોએ પોતાનાં પુસતકોમાં એ દેશનું વરણન કીધેલું આપણે જાણીયે છીયે તેમજ કેટલાક વેપારી અને મુસાફરો એ દેશની ફળદરૂપ જમીન અને હીરા મોતીના ખજાનાની વાતો યુરોપમાં પુગાડવા પામયા હતા. આ દેશની તજ ઘણા જુના વખતથી યુરોપમાં વીખયાતી પામી હતી. અને ઈ૦ સ૦ ૬ ઠા સઈકામાં તો આ ટાપુ વેપારનું એક મધય બીંદુ થઇ પડયો. ચીનનાં વહાણો રેશમ અને લવંગ લઈ આવવા લાગયાં. ઈરાનથી ઘોડાઓ આવવા લાગયા, ઈંડિયાથી કસતુરી, કેસર, કપડાં, મરી અને પીતળની ધાતુ આવવા લાગી. વળી નયુબીયા અને એબીસીનીયા આ દેશને સોનું મોકલવા લાગયા. આ ઉપરથી એમ ખયાલ નહીં લઈ જવો કે આ બધા વેપારની ખીલવણી કરવામાં સીંહલીઝ રાજાની પાસે વહાણો હતાં યા તો સીંહલીઝ લોકો પોતાના દેશનો માલ પોતાનાં વહાણમાં બીજે દેશ લઇ જતા હતા. તે વખતના સીંહલીઝ વહાણ હંકારવાનાં કામથી બીલકુલ બીનમાહીતગાર હતા. ઉપલો સઘળો વેપાર મુખય કરીને આરબ, પરશીયન, અને મુર લોકોના હાથમાં હતો. મુર ખરી રીતે જોતાં તો મોરોકકો દેશના વતનીને લાગુ પડે છે પણ જે મુર સીલોનમાં વસે છે તેઓ દક્ષીણ હીંદુસતાનથી ઉતરી આવેલા મુસલીમ વેપારીઓ છે.

પોરટુગીઝ લોકો દરીયો ખેડવામાં બહાદુર હોવાથી તેઓ કોઇબી રીતે હીંદુસતાન આવવાનો સેહેલો રસતો શોધવાનાં ફાંફાં મારવા લાગયા. બારથો લોમયુ ડાયસે "કેપ ઓફ ગુડ હોપ" શોધી કાઢવાથી એઓને ઈંડિયા જઇ પુગવાની આશામાં વધારો થયો. ઈ૦ સ૦ ૧૪૮૭.

આ પછી દશ વરસે "વાસકોડીગામા" કલીકટ શેહેરમાં આવવા પામયો. એને એ મુલકના હીંદુ રાજા તરફથી સારો આવકાર મળયો. પણ આ નવા આવનાર તરફ મુર લોકો ગભરાટની લાગણી સાથે જોવા લાગયા. કારણકે

તેઓએ જોયું કે આ દરીયાની મગરમચ્છ સાથે વેપારમાં ટકકર ઝીલવી હવે મુશકેલ થઇ પડશે. તેટલા માટે તેઓએ ફીરંગી અને હીંદુ વચ્ચે હોળી સળગાવવાની કોશેશ કીધી પણ તેમાં તેઓ ફાવયા નહીં. ફીરંગી લોકો હવે ઇંડચા સાથે છુટથી વેપાર કરવા લાગયા અને મુર લોકોની ધાસતી ખરી પડવા લાગી. ઇ૦ સ૦ ૧૫૦૫ માં ઇંડયાના વાઇસરાય "ફ્રાનસીસકો ડી આલમઈડા" એ પોતાના દીકરાને મુર લોકોનાં કેટલાંક વહાણો જે સીલોનની દક્ષીણ દીશાએ અને માલદીવ ટાપુની બાજુએથી પસાર થતાં હતાં તેઓને પકડવા મોકલયો. ઇશવર ઇચ્છાથી હીંદી મહાસાગરનો પ્રવાહ લોરેનઝોને સીલોનના કોસટા તરફ ખેંચી લઈ આવયો અને એણે કોલંબો ખાતે (કેટલાક "ગોલ" ખાતે કહે છે) લંગર કીધું.

આ પોરટુગીઝ ખલાસીઓનું વરણન પરાક્રમ બાહુના મંત્રીઓએ રાજાને કેવી રીતનું પુગાડયું તે જાણવા જેવું છે.

"આપણા કોલંબોનાં બંદરમાં એક અતી ખુબસુરત જાતનાં માણુસો આવી લાગયાં છે. તેઓએ પોલાદની ટોપીઓ અને બુટ પેહેરેલાં છે અને અહીંથી તયાં તેઓ હમેશાં હીલચાલ કરયા કરેછે તેઓ ખાવામાં સફેદ પથર (પાંઉ) અને પીવામાં લોહી વાપરે છે. (દારૂ). જો તેઓને માછલી આપવામાં આવેછે તો તેઓ સુનાની યા રૂપાની "રીદી" આપે છે. તેઓની પાસે જે બંદુક છે તે વીજળીના ધડાકા પેઠે બલકે તેથી પણ વધારે ગરજના કરે છે. એ બંદુકમાંથી એક ગોળો છોડવામાં આવે છે તે પથર યા પોલાદના મેહેલને પણ ભુકો કરી નાખે એમ છે."

આ વખતના સીંહલીઝ લોકો દારૂ ગોળા પીશે બીલકુલ બે ખબર હતા અને તેથી તેઓની અજાયબી આપણે સેહેલથી કલ્પી શકયે છીયે.

રાજાએ પોતાના વજીરોને ભેગા કરી, નવા આવનારાઓ સાથે સુલેહ કરવી કે લડાઈ કરવી તે વીશે મત માગયું. એ ઉપરથી એવો ઠરાવ કરવામાં આવયો કે ચક્ર નામના વજીરે જાસુસ તરીકે કોલંબો જઇ ઉપલી ઉડી રહેલી અફવામાં વજુદ છે કે નહીં તેની ખબર લઇ આવવી. ચક્ર જ્યારે પાછો ફરયો તયારે તેણે નવા આવનાર સાથે સલાહ કરવાની રાજાને સુચના કીધી કારણકે તેણે જણાવયું કે એ પરદેશીઓ ધાસતી ભરેલા જણાય છે. આ ઉપરથી રાજાએ પોરટુગીઝનાં એલચીખાતાંની મુલાકાત લઈ તેઓની સાથે સલાહ કીધી અને તેથી લોરેનઝો મુર લોકોની પાછળ હીંદી મહાસાગરમાં શોધે નીકળયો.

આ દરમયાન ફીરંગી લોકોની સતા ઇંડીયામાં વધવા લાગી. ગોવાને રાજધાની શેહેર બનાવવામાં આવયું. પુરવેમાં વધારે આગળ વધી તે લોકોએ મલાકકા જીતી લીધું. સીલોન જે આ જગયાઓની વચે આવેલું હતું તે ઉપર હવે તેઓની લોભી નજર દોડી. એઓની બીજી મુલાકાતનું કારણ પણ એજ હતું. ઇ૦ સ૦ ૧૫૧૭માં "લોપોસોઆરી ડી આલબરગેરીયા"ની સરદારી હેઠળ સીલોનમાં ૧૭ વહાણો દાખલ થયાં અને તુરતજ કોલંબો ખાતે એક કોઠી નાખવામાં આવી એવું જણાવીને કે એ બાંધવાની રજા ઇ૦ સ૦ ૧૫૦૫નાં કોલકરારમાં સમાવવામાં આવી હતી. આ પછી એક મટીનો કીલ્લો બાંધવામાં આવયો. પણ જયારે સીંહલીઝોએ ફરીઆદ કીધી કે કીલ્લો બાંધવાની પરવાનગી આગળ આપવામાં આવી નહીં હતી તયારે તે લોકોએ જણાવયું કે કોઠીને મુર લોકોના હુમલાથી બચાવવાને કોટની મુખય જરૂર હતી. આમ થવાથી છેવટે ફીરંગીઓની સામે લડાઈ કરવામાં રાજાને ઉશકેરવામાં મુર લોકો ફતેહ પામયા. પણ એ હુમલો નીશફળ થયો અને રાજાને ફીરંગીઓને શરણે જવાની અને તે લોકોને ખંડણી ભરવાની ફરજ પડી. ઇ૦ સ૦ ૧૫૨૦ માં મટીના કીલ્લાને બદલે પથરનો કોટ બાંધવામાં આવયો. આ પછી ૭ વરસે ધરમ પરાક્રમ બાહુ ૯મો મરણ પામયો.



## પ્રકરણ ૨૮ મું.

બીજા રાજા વીજય બાહુ ૬ઠાના (ઇ૦ સ૦ ૧૫૨૭-૧૫૩૪) વખતમાં ફીરંગીલોકોએ ધીરે પણ મકકમ કદમે પોતાની સતા આગળ વધારી. તેમ કરતાં એ પરદેશીઓએ સીલોનના દેશીઓના જાનમાલની બીલકુલ દરકાર કીધી નહીં. ધન દોલત અને રાજસતા મેળવવાના લોભમાં એ લોકોએ દેશના દેશીઓના હકોપર ધયાન નહીં આપતાં ઘણી ઘાતકી અને ગેરઇનસાફી ચાલ ચલાવવા માંડી. જુલમાટ નહીં ખમી શકાવાથી સીંહલીઝ લોકોએ ગયલું છુટા પણું પાછું મેળવવાની એકવાર ફરીથી જબરી કોશેશ કીધી. વીસ હજારનાં જબરાં બળ સાથે સીંહલીઝોએ કોલંબોને ઘેરો ઘાલયો. આ વખતે જો ફીરંગીઓને વખતસરની મદદ કોચીનથી નહીં મળી હતે તો ડીબ્રીટો અને તેનાં સઘળાં માણસો મારયાં ગયાં હતે. કોચીનથી મળેલી મદદ વડે જોકે ડીબ્રીટોએ સીંહલીઝોને હરાવી દીધા તોપણ એણે જોયું કે દેશીઓ સાથે કરડાઇથી નહીં ચાલતાં દીલસોજીથી વરતવું એ ફાયદાકારક છે.

પોરટુગીઝોની સાથે સીલોનમાં જે નવો ધરમ દાખલ થવા પામયો તે ક્રીશચીયન ધરમ હતો. ઈ૦ સ૦ ૧૫૧૭માં જયારે "ડી આલબર ગેરીયા" સીલોનમાં આવયો, તયારે તેની સાથે રોમન કેથોલીક પંથના પાદરીઓ પણ આવયા હતા જેઓએ સીંહલીઓને વટલાવવાની કોશેશ કરવા માંડી.

વીજય બાહુ બહુ નબળો અને સવારથી રાજા હતો. આ વખતે રાજનું બળ નાના નાના હાકેમો વચે વહેંચાઈ ગયું હતું. તેઓ સઘળા સવતંત્ર જેવા હતા. રાજધાની શેહેર કોટે વળી ફીરંગીઓના કીલ્લાની નજદીકમાંજ આવેલું હોવાથી તેની સલામતી માટે ધાસતી રાખવામાં આવી. આ બધી મુશકેલીઓ ઉભેલી હોવા છતાં રાજાએ પોતાની બેવકુફીથી લોકોમાં ફાટફુટ સળગાવી. એણે પોતાના સાળાને પોતાનો ગાદી વારસ નેમી પોતાના દીકરાઓનો હક રદ બાતલ કીધો એટલુંજ નહીં પણ તેઓને મારી નાખવાની પણ તજવીજ કીધી. બાપની આવી ગેરઇનસાફી વલણુથી દીકરાઓએ બાપ ઉપર વેર લેવાનો ઠરાવ કીધો. લશકર ભેગું કરી તે લોકોએ કોટે રાજધાનીને લુંટી લીધી અને રાજાને મારી નાખવાને એક ભાડુતી મારાનો ઉપયોગ કીધો.

આ પછી ઉપલા રાજાનો વડો દીકરો ભુવાનક બાહુ ૭મો ઈ૦ સ૦ ૧૫૩૭માં રાજા થયો અને એના બીજા બે નાના ભાઇ મયાદુને અને "રાયગામ બંદારા" ને સુબા નેમવામાં આવયા. કમનસીબે આ નવો રાજા બાપને ભુલાવે તેવો નીવડયો. એણે એની પછી એના દીકરાનો દીકરો ધરમપાળ ગાદીએ આવે એવો હુકમ કીધો. આ બાબતમાં મયાદુને વાંધો ઉઠાવયો. અને બેઉ ભાઇઓને બે વખત લડાઇ થઈ તેમાં રાજાએ ફીરંગીઓની મદદ લીધેલી હોવાથી એની જીત થઇ. પોતાની કોમને નારાજ કીધેલી હોવાથી તે લોકોની પાસે મદદ ઇચછવી એ ફોકટનું જણાવાથી એણે ફીરંગીઓની મીત્રાચારીમાં વધારો કરવાનો ઠરાવ કીધો. છેલ્લાને પોતાના સવારથમાં સામેલ કરવાને એણે એક વીચીત્ર પગલું ભરયું.

સલપયુ અરચચીની સાથે ધરમપાળની એક મુરતી બનાવી લીસબન ખાતે મોકલવામાં આવી. એ મુરતીની સાથે એક સોનાનું તાજ પણ મોકલવામાં આવયું અને પોરટુગલના તે વખતના રાજા જોન ત્રીજાને તે મુરતીની ઉપર રાજયાભીશેકની ક્રીયા કરવાની અરજ કીધી. એમ કરવાનું કારણ એ કે હવેથી સીલોનના રાજાએ પોરટુગલના મહારાજાની તાબેદારી કબુલ કીધી છે અને તેને પોતાનો ઉપરી રાજા ગણયો છે. તેથી પોરટુગલના મહારાજાને પોતાની મરજીમાં આવે તે ધણીને તાજ બક્ષવાનો હક છે. જોન રાજાને માગયા વગર આવું સરવોતમ માન મળવાથી મોટી ખુશાલી પેદા થઇ અને તેથી તેણે ઉપલી

ભાગયવંતી મુરતીને ભારી ધામધુમથી લીસબન ખાતે રાજયાભીશેક કીધી અને ધરમપાળને "ડોનજુઆન" નું વધારાનું નામ બક્ષવામાં આવયું.

ઈંગલીશમાં જોન John તે પોરટુગીઝ ભાશામાં Juan જુઆન છે. વળી ઉપલી તકનો લાભ લઈ તેજ વખતે જોન રાજાએ સીલોનમાં દરેક ઠેકાણે છુટથી ક્રીશચીઆનીટીનો ઉપદેશ કરવાની રજા માગી લીધી અને ઉપલા અરચીની સાથે કેટલાક પાદરીઓને મોકલી આપયા. આપણે આ વખતે યાદ રાખવું જોઇયે કે ફીરંગી લોકોનો ઇરાદો ફકત રાજ લંબાવવાનો હતો એટલુંજ નહીં પણ પોતાના ધરમનો ફેલાવો કરવાનો પણ હતો. તેમાં તેઓ ઘણેક દરજજે ફતેહ પામયા છે તે આજે આપણે નજરે જોઇયે છીયે. ઇ૦ સ૦ ૧૫૪૨ માં ભુવાનક બાહુ ૭મો મરણ પામયો. જયારે એ કેલાની નદીના કીનારાપર ફરતો હતો તયારે કોઇ પોરટુગીઝના હાથથી અકસમાતીક ગોળી છુટી જવાથી અને તે રાજાના મસતકમાં લાગવાથી એ મરણ પામયો.

"ડોન જુઆન ધરમપાળ" હવે ગાદીએ આવયો. પોતાને જે ક્રીશચીયન નામ આપવામાં આવયું હતું તેથી તો એ થોડો ઘણો ક્રીશચીયન થઇ ચુકો હતો. વળી એને જે રાજ મળવા પામયું તે પણ ક્રીશચીયનોની ઓથઆશાથી હતું. આ દાખલા ઉપરથી એની રઇયત પણ પોતાને ક્રીશચીયન દાખલ ખપાવવામાં અને ક્રીશચીયન દેવળમાં જઈ બંદગી કરવામાં ફાયદો ધારવા લાગી. કારણકે સરકારી નોકરીમાં દાખલ થવું એ વગર નહીં બને તેમ થઈ પડયું હતું. પોરટુગીઝના પઇસાને ખાતર દરેક કોમના દેશીઓ સંખયાબંધ સંખયામાં વટલાઇ જવા લાગયા અને પોતાનાં સીંહલીઝ નામોની સાથે પોરટુગીઝ નામોનો પણ ઉમેરો કરવા લાગયા. જેવી રીતે હાલમાં આપણે કોરનેલીયા સોરાબજી, જયોરજ એદલજી વગેરે નામો સાંભળીયે છીયે તેવીજ રીતે એ લોકો પણ "ડોન સોલોમન દાયસ બંદાર નાયક," કોરનેલીગ અપુહામી, જુલીયાહામી વગેરે નામો ધારણ કરવા લાગયા. એ પોરટુગીઝ નામોએ એ લોકોમાં એટલો બધો પગપેસારો કીધો છે કે બુધીસટ ધરમ પાળનાર ગરીબ અભણ ખેડુત વરગ પણ એ નામ ધરાવતો માલમ પડે છે.

ઇ૦ સ૦ ૧૫૪૪ માં રોમન કેથોલીક ધરમગુરૂ ફ્રાનસીસ ઝેવીયરની વાક ચાતુરીથી મનારનો સઘળો પ્રાંત ક્રીશચીયાનીટીમાં વટલી ગયો. મનાર તે વખતે જાફનાના તામીલ રાજા સંગકીલીના હાથમાં હતું. એ રાજા હીંદુ હતો અને એણે એ નવા ધરમને ઉખેડી કાઢવાને પોતાથી બનતું કીધું. ૬૦૦ ક્રીશચીયનોની કતલ કરવામાં આવી અને બાકીના બીજા વટલેલોની ઉપર જરા પણ દયા વગર આજાબ પાડવામાં આવયો. આ સઘળું થવા છતાં પણ ક્રાઇસટનો

ધરમ લંકામાં દાખલ થવા પામયો અને સંગકીલીનું કુટુંબ પણ તેમાં વટલી ગયું. ક્રીસ્ચીયનોનું રક્ષણ કરવાને અને પોરટુગીઝ ઉપર હુમલો કરનારાને સજા કરવાને, ગોઆના વાઇસરાયે આ દેશ ઉપર ચઢાઇ કરી જીતી લેવાનો ઠરાવ કીધો. પણ આ કોશેશ કેટલાંક વરસ વીતવા બાદ કરવામાં આવી હતી.

## પ્રકરણ ૨૯ મું.

મયાદુનેનો નકી વીચાર ફીરંગીઓને હાંકી કાઢી, દેશનો ધણી પોતે થવાનો હતો. એણે પોતાની રાજધાની સીતાવકને કીલ્લેબંદીથી ઘેરી, આસપાસના મુખીઓની મદદ એકઠી કરવા માંડી. આ કામમાં એના દીકરા તીકીરીબંદાએ મુખય મદદ આપી. એ તીકીરીબંદા પાછળથી રાજસીંગ પેહેલો નામ ધારણ કરી રાજા થયો હતો.

મયાદુનેનું વધતું જતું જોર અટકાવવાને હવે કોલંબોના ફીરંગીઓને પણ જરૂર જણાઈ તેથી કરીને ઈ૦ સ૦ ૧૫૬૩ માં યુરોપીયન અને સીંહલીઝનાં ભેગાં લશકરે દોનજુઆન ધરમપાળની સરદારી હેઠળ રાજસીંગ સામે ધસારો કીધો પણ આ ભેગાં લશકરને હરાવી કાઢવામાં આવયું. આ પછી મયાદુને કોટેની ઉપર સવારી કરી તેને જીતી લઇ તયાંના વતનીઓને ભુખમરાથી રીબાવવા માંડયા. આ પછી બીજેજ વરસે દોન જવાન ધરમપાલને કોટે છોડી કોલંબો જઇ રહેવાની ફરજ પાડવામાં આવી.

ઈ૦ સ૦ ૧૫૮૧ માં તીકીરીબંદા પોતાના બાપને મારી નાખી, રાજસીંગ ૧ લો નામ ધારણ કરી સીતાવકની ગાદીએ બીરાજયો એના ગાદીએ આવ્યાથી ફીરંગીઓએ એક વાર ફરીથી સીતાવક લેવાની કોશેશ કીધી. એક મોટું લશકર એ માટે મોકલવામાં આવયું જેણે રાજસીંગના સેનાપતીને હરાવી દીધો. પણ હવે રાજસીંગ પોતે મેદાનમાં પડયો અને પોરટુગીઝ અને સીંહલીઝનાં ભેગાં લશકરને મુલરીયાવ-ટેંક આગળ સખત હાર આપી. આ ઘમસાણ લડાઇમાં પોરટુગીઝનાં ઓછામાં ઓછાં ૧૭૦૦ માણસો મારયાં ગયાં. આ જીતથી ઉલટમાં આવી જઈ રાજાએ કોટની ઉપર સવારી કરી તેને પણ જીતી લીધું.

આ અરસામાં ફીરંગીઓને ગોવાથી મદદ મળવા પામી અને તેથી એક બીજું લશકર રાજસીંગની સામે મોકલવામાં આવયું. આ વખત તે લોકો બહુ સંભાળથી આગળ વધયા તે છતાં રાજસીંગે તેઓને હસવી કાઢી કોલંબોનો

ઘેરો ઘાલયો. પણ પોતાનાં મુલકમાં એકાએક બળવો જાગવાથી અતીશય નીરાશી વચે રાજસીંગને લડાઇ પડતી મુકી ચાલી જવાની ફરજ પડી.

સઘળા ઘાતકી રાજાઓની પેઠે રાજસીંગ બહુ શંકાશીલ રાજા હતો. પોતાની પડોશના સરદારોપર એ બહુ શકની નજરથી જોતો હતો. સુંદર બંદારા શાહજાદાની ઉપર એની ખફગી ઉતરવા પામી. આ ઉપરથી, આગલી નોકરીની સેવા બદલ તેને ભેટ આપવી છે એમ છેતરી તેને સીતાવક બોલાવી લાવવાને મુદલીયરોને મોકલ્યા. આ મુદલીયરોએ એ શાહજાદાને રસતે આવતાં ખાઇમાં ગબડાવી મુકી મારી નાંખયો. આ ઘાતકી ખુનનું વેર પાછળથી ઉપલા સરદારનાં બેટા કોનયુ બંદારાએ ફીરંગીઓની મદદથી લીધું હતું.

એ કોનપયુને ફીરંગીઓએ વટલાવી દોન જવાનનું ક્રીસચીયન નામ આપયું. આ દોન જવાન કોનપુ બંદરાને દોન જવાન ધરમપાળની સાથે ભેળી નહી નાખવાની આપણે સંભાળ રાખવી જોઇયે.

પોરટુગીઝોની મદદથી આ કોનપુ બંદરાએ રાજાની સામે થઇ કાંડી ખાતે બળવો જગાડયો. રાજસીંગ આ વખતે ૧૨૦ વરસનો બુઢો ડોસો થવા પામયો હતો અને એની ઘાતકી ચાલે એની સામે ઘણા દુશમનો ઉભા કીધા હતા. 'વીનાશ કાળે વીપરીત બુધી' પ્રમાણે એણે વળી બઉધ ધરમ છોડી દઇ હીંદુ ધરમ અખતયાર કીધો. અને તેથી કરીને હીંદુ ધરમનો ફેલાવો કરી, બઉધ ધરમનો દરેક રીતે નાશ ઇચછવા લાગયો. બાવા આદમ પહાડ ઉપરની બઉધ દરગાહ પણ એણે હીંદુઓને આપી દીધી, અને પોતાની સામેના ધીકકાર અને જોખમની દરકાર કીધા વગર એણે લડાઇમાં ઉતરવાની તઇયારી કરવા માંડી. કેનડીએ એનું રાજ સવીકારવાની ના પાડવાથી પોરટુગીઝોએ દોન ફીલીપ વીરાબાહુને કાંડીનો રાજા ઠેરવયો. તયારબાદ એ લોકોએ સીતાવકને ઘેરો ઘાલી આસપાસનો મુલક વેરાન બનાવી દીધો. "કડુગનાવા પાસ" આગળ જીવ સટોસટની લડાઇ કરવામાં આવી. દોન જુઆનનું લશકર બહુ શુરપર ચઢયું હતું. રાજાના લશકરને નસાડી કાઢવામાં આવયું અને રાજાને ઘાયલ કરવામાં આવયો. આ પછી થોડા દીવસે રાજા મરણ પામયો.

કોનપુબંદારાએ તુરતજ પોતાને રાજા થયલો જાહેર કીધો. એણે ક્રીસટીયાનીટીને ફેંકી દઇ પોતાને બુધીસટ તરીકે જાહેર કરી, વીમલ ધરમ પહેલાંનું નામ પસંદ કીધું. જે પોરટુગીઝોએ દોન ફીલીપને કાંડીનું રાજ આપયું હતું તેઓને એ દુશમન તરીકે ગણવા લાગયો. અને એ રાજને એણે જોર જુલમથી પોતાનું કીધું. બીજા હાથ ઉપર ફીરંગીઓએ વીલમ ધરમને રાજા તરીકે નહી સવીકારતાં દોન ફીલીપની દીકરી ડોના કંથરીનાને કાંડીની

હકદાર રાણી તરીકે જાહેર કીધી. અને તેણીનો હક સાચવવાને તે લોકોએ તઇયારી કરવા માંડી. આશરે આજ વખતે એક પોરટુગીઝ વહાણ જે મલાકકાથી ગોવા જતું હતું તે કોલંબો આવી લાગયું. તેના કેપટન દોન લોપેઝ ડીસોઝાને અત્રેની હાલત વીશે જાણીતો કરવામાં આવયો. ગોવાના વાઇસરાય આગળ અત્રેની હાલત જણાવી જલદીથી મદદ મોકલવાની અરજ ગુજારવામાં આવી. ડીસોઝાનો લાગવગ ગોવામાં વધારે હોવાથી સીલોનમાં એકદમ મદદ મોકલવામાં તે ફતેહ પામયો. એ પોતેજ એક મોટા લશકર સાથે સીલોન પાછો ફરયો એણે વાઇસરાય સાથે એવી શરત કીધી હતી કે જો તે કાંડીપર પુરેપુરી જીત મેળવી શકે તો પોતાના ભત્રીજાની સાથે ડોના–કેથરીનાને પરણાવવી. આ ઉપરથી મનાર આગળ આવી લાગતાં એણે જવાન શાહજાદીને પોતાના લશકરની મુખી બનાવી તયાંથી નીગમબો થઇ કાંડી તરફ કુચ કીધી. નીગમબો આગળ સીંહલીઝ સરદાર જયવીર બંદા કેથરીનની મદદે પોતાના લશકર સાથે આવી પહોંચયો. બેશક, ફીરંગીઓને મળેલી આ મદદથી કાંડીના રાજાને ગભરાવી દીધો. પરંતુ આ ગભરાટની સમાધાની વીમલધરમે ઠગ બાજીથી કીધી. એણે જયવીર પર એક મીત્રાચારી ભરેલું કાગળ લખી જણાવયું કે તેઓ વચે ગોઠવાયલાં કાવંત્રાં મુજબ તક નજદીક આવેલી હોવાથી ફીરંગી સરદારને ફસાવવાને તેણે ભુલવું નહી. ખરેખર જોતાં કાંઇ પણ કાવતરૂં રચવામાં આવેલું નહી હતું અને તેથી ધારેલી મકસદ મુજબ તે કાગજ દી સઉઝાના હાથમાં જવા પામયું અને તેણે તે કાગજ જયવીરને દેખાડી કાંઇ પણ ખુલાસો પુછયા વગર ખંજર ઘોંચી મારી નાંખયો. એથી કરીને જે સીંહલીઓ પોતાની શાહજાદીને મદદ કરવા આવયા હતા તેઓ કુદરતી રીતે નારાજ થઇ સઉઝાને છોડી ગયા, અને ઘણાકો વીમલને મળી ગયા તેમ છતાં પણ સઉઝાએ પોતાની કુચ કાંડી તરફ ચાલુ રાખી આખરે બલાને પાસના પહાડી ભાગ તરફ આવી લાગયો. અતયાર સુધી તો એને કાંઇ પણ નડતર પડી નહી પણ પહાડના અરધે રસતે આવતાં પીમલ ધરમનું લશકર એકાએક તુટી પડયું અને ફીરંગી–લશકરનો મજબુત ઘાણ કાઢી નાંખયો. ડોના કેથરીનાને કેદ કરવામાં આવી અને પાછળથી વીમળ સાથે પરણવાની ફરજ પાડવામાં આવી. આ પછી બે વરસે ઇ. સ. ૧૫૯૪ માં પોરટુગીઝોએ કેનડી જીતવાની બીજી કોશેશ કીધી. જેરોનીમો ડી એઝવીડો બહાદુર અને કુશળ પણ ઘાતકી સીપાહે લશકરની સરદારી લીધી. એણે બાલને પાસ આગળ કુચ કરી લડાઇ જગાડી પણ તેમાં નીશફળ થયો. કાંઇ નહી વળવાથી એઝવીડોએ પાંચ ભાડુતી ખુનીઓને કેનડીના રાજાને મારી નાંખવાને મોકલ્યા. પણ "ખાડો ખોદે તે પડે" તે પ્રમાણે એ ખુનીઓનાં ખુન એજ ખુનખાર પહાડ આગળ થવા પામયાં.

હવે પોરટુગીઝોએ પોડાંપર સબુરી પકડવાનું ડાહપણ વીચારયું. તેથી કરીને તેઓનાં મુખય શેહેરો કોલંબો, ગોલ, બટીકાલો, અને ત્રીનકોમાલીને કીલ્લેબંદીથી મજબુત બનાવવામાં આવયો. એ શેહેરો હવે ફીરંગી વસતીનાં મધયબીંદુ થઇ પડયાં. વેપારનો વધારો થતો ગયો અને દેવળો બંધાતાં ગયાં, આ બધું થતું હતું તેવામાં એક બીજા યુરોપીયન શીકારીઓએ મેદાનમાં દેખાવ દીધો. જેઓએ પોરટુગીઝોની ધારેલી બાજીમાં ભંગાણ પાડયું.

## પ્રકરણ ૩૦ મું.

પોરટુગલનો રાજા ફીલીપ ૨ જો સાથે સાથે સપેનનો રાજા હતો. ઇ૦ સ૦ ૧૬ મા સઇકામાં યુરોપના ત્રણ મોટાં રાજયોમાં સપેન પણ એક હતું. એના તાબામાં પોરટુગલ અને હોલેંડના દેશ પણ આવેલા હતા. ઇ૦ સ૦ ૧૫૬૮માં હોલેનડરસ જેને આપણે ડચ નામે ઓલખીશું તેઓએ સપેનની બેદાદીથી કંટાળી જઇ એ દેશ સામે બળવો જગાડયો અને ઇ૦ સ૦ ૧૫૮૧માં તો પોતપોતામાં એક જુદાં રાજયની સથાપના કરી દીધી.

ઇ૦ સ૦ ૧૫૯૪ સુધી ડચ લોકો હીંદુસતાની માલમાં પોરટુગીઝો સાથે સંતોષકારક વેપાર ચલાવતા હતા. પોરટુગીઝ વહાણો ઇંડીયાથી તેમજ બીજા પુરવ મુલકોમાંથી રેશમ, તેજાના, અને બીજો સામાન લીસબન ખાતે લઇ આવતાં અને લીસબનથી ડચ વહાણો તે માલને વધારે ઉતર તરફ લઇ જતાં.

સપેન અને હોલંડને ખટપટ જાગવાથી, ઇ૦ સ૦ ૧૫૯૪ માં ફીલીપ રાજાએ ફીરંગીઓને ડચ સાથે વેપાર કરતાં અટકાવી ડચ લોકોનું જોર તોડવાનો વીચાર કીધો. વળી એનાં ધારમીક મતથી ડચ લોકોનાં મત જુદાં હોવાથી એણે ડચ કેદીઓ ઉપર અતીશય ઘાતકીપણું ગુજારવા માંડયું. જોકે ડચ અને ફીરંગી બેઉ ક્રીસચીયન છે, છતાં ડચ લોકો પ્રોટેસટંટ પંથના હોવાથી ફીરંગીઓના રોમન કેથલીક પંથથી જુદાં મત ધરાવે છે.

વેપારમાં પડેલી આ ખોટને પુગી વળવાને ડચ લોકોએ પોતાનાં વહાણોમાં ઇંડયા અને બીજા પુરવના મુલકોમાં દરીયાઇ સફર કરવા માંડી. દુરના દેશો સાથે વેપાર કરવાને એક ડચ કંપનીની સથાપના કરવામાં આવી. અને ઇ૦ સ૦ ૧૫૯૫ માં ડચ વહાણો કેપ ઓફ ગુડ હોપની પ્રદક્ષીણા કરવામાં ફતેહ પામયા.

ઇ૦ સ૦ ૧૬૦૨ અને તા૦ ૩૦ મી મેને દીને એડમીરલ જોરીસ વેન સપીલ્બરગને આવી બેટીકાલોમાં પહેલ વહેલું લંગર નાખયું. આ ડચ વહાણો

જોકે સીલોનમાં પહેલા વહેલાં હતાં તો પણ સીંહલીઝ લોકો તેને ફીરંગીના ધારી તે તરફ શકની નજરથી જોવા લાગયા.

એટીકાલોનો ગવરનર ફીરંગીઓને જુજ ખંડણી ભરતો હતો તોપણ છુપી રીતે તે વીમલ ધરમની તરફેણમાં હતો સપીલબરગન પોતે પોરટુગીઝ નહી હતો પણ પોરટુગીઝોનો દુશમન હતો એ બાબત ગવરનરનાં ભેજામાં ઠસાવતાં એને મુશકેલીઓ ખમવી પડી. એને જે જોઇતું હતું તે મરી અને તજ હતું. થોડા દીવસમાં એને માલમ પડયું કે આ બધા હાકેમો કાંડીના રાજાના તાબામાં હતા. તેથી તેણે એ રાજાની મુલાકાત લેવાનો અને હોલંડની સાથે દોસતી કરાવવાનો વીચાર કીધો જયારે એ કાંડીમાં આવી પુગો તયારે વીમલધરમે એને મોટા આદરમાન સાથે આવકાર આપયો. રાજાએ જોઇ લીધું કે ફીરંગીઓને નસાડવામાં એને ડચ લોકો મદદગાર થઇ પડશે તેથી તેણે એ લોકોને વેપારની દરેક છુટ આપવા ઉપરાંત કોઇપણ ભાગમાં કીલ્લો બાંધવાની પરવાનગી આપી. "જુઓ" રાજા બોલયો, "હું પોતે, મારી રાણી, રાજકુવર અને રાજકુવરીઓ અમારાં પોતાના ખભાં ઉપર પથર, ચુનો અને બીજી ચીજો ઉંચકી લાવીશું જો તમારી મરજી મારા દેશમાં કીલ્લો બાંધવાની હોય તો."

ઇ૦ સ૦ ૧૬૦૨ અને તા૦ ૨ જી સપટેમબર સપીલબરગન પુરતા સંતોશ સાથે એટીકાલો છોડી તેજાનાના ટાપુ તરફ ઉપડી ગયો. દેશ છોડી જવાની આગમજ એણે ૩ ફીરંગી વહાણો પકડી, તે ખરેખર ફીરંગીઓનો દુશમન હતો એમ બતાવવાને તેઓને સીંહલીઝોને સવાધીન કીધાં. ઇ૦ સ૦ ૧૬૦૩ માં સપીલબરગનનો કેપટન De Weert સુમાત્રાથી સીલોન આવી પુગો. એણે રસતામાં ચાર ફીરંગી વહાણોને પકડી પાછળથી છોડી દીધાં. આ ઉપરથી De Weert ફીરંગીઓનો દોસત છે એમ કેટલીક બાબત વીમલ ધરમના કાનપર આવવા પામી હતી. ગુસે ચડેલો વહેમી રાજા એને બેટીકાલો મળવા ગયો અને તયાં તરતજ ખટપટ થવા પામી. એની વફાદારીની કસોટી કરવાને માટે રાજાએ ગોલના ફીરંગીઓ ઉપર હુમલો કરવાને એને હુકમ કરયો આ વખતે De Weert દારૂની નીશામાં ચકચુર હતો અને તેની ઘેનમાં હુમલો કરવાની તોછડાઇથી ના પાડવા સાથ રાણી વીશે તે કાંઇક નીરલજ શબદો બોલી પડયો. "તે કુતરાને બાંધો." ગુસાથી તપી જઇ રાજા પોકારી ઉઠયો. જે અમલદારો એને બાંધવા ગયા તેની એ સામે થયો અને પરીણામમાં એ અને એની સાથના સઘળા સોબતીઓ મારયા ગયા. તયાર પછી વીમલધરમ કાંડી પાછો ફરયો અને De Weert ના લફટનંટને નીચલો સંદેશો મોકલયો. જે કોઇ શરાબ પી શરાબી બને છે તે ખાના ખરાબીને જઈ મળે છે. ખુદાએ

ઇનસાફ કીધો છે. જો તમે સુલેહ શોધતા હોવ તો સુલેહ થવા દો, લડાઇ છેડતા હોવ તો લડાઇ લડવા દો" આ વખતે ડચ લોકો સીલોનમાં લડાઇ લડી શકે તેવી હાલતમાં નહી હોવાથી આ બાબતપર વધારે ધયાન આપવાનું વાજબી ધારયું નહી. બીજે વરસે વીમલધરમ મરણ પામયો.

પોતાના ખાવીંદના મરણથી દોના કેથરીનાએ રાજની લગામ પોતાના હાથમાં લીધી કારણ કે રાજ વારસો હજુ નાનાં બાળકો હતાં. પોરટુગીઝોએ તેણીને તેઓની તરફેણમાં ખેંચવાની કોશેશ કીધી પણ તેણીએ તેઓ સાથે કાંઇબી મીત્રાચારી રાખવાની સાફ ના પાડી. ઘણાક સરદારોએ તેણીની સાથે શાદી કરી રાજ વારસોની રખેવાળી કરવાની ઇછા બતાવી. પણ એમાંના બે મુખય, યુવા પ્રાંતનો શાહજાદો અને બીજો આડમસ પીકનાં દેહેરાંમાં રહેનાર ધરમ ગુરૂ અને વીમલધરમનો ભાઇ સેનેરાત હતો. સેનેરાતે ધરમ ગુરૂનો ઝભો કાઢી નાંખી શાહજાદાને ઝેર દઇ મારી નાંખી, આખરે દોના કેથરીનાને ફુસલાવી પરણવા પામયો.

૮ મી મારચ ૧૬૧૨ માં Marcellus de Boschhowever ડચ સરકારના એલચી તરીકે કેનડીમાં આવી પુગો અને આ પછી બે માસે કેનડીનાં રાજા અને ડચ વચે કોલકરાર લખવામાં આવયા. ડચ લોકોએ પોરટુગીઝોની સામે લડાઈ કરી મદદ આપવાને વચન આપયું. પોતાની તરફથી, સેનેરાતે ત્રીનકોમાલી નજદીક કોતીયાર ખાતે કીલ્લો બાંધી આપવાનું અને ડચ લોકોને સીલોનમાં છુટથી વેપાર કરવાની પુરતી સગવડ કરી આપવાનું વચન આપયું. સેનેરાત ડચ લોકોની દોસતી માટે એટલો તો આતુર હતો કે તેણે Boschhower ને પોતાના ખાનગી સલાહકાર અને મીત્ર તરીકે રોકયો.

આ હીલચાલ તરફ પોરટુગીઝોનું પણ ધયાન ખેંચવા પામયું અને પરીણામમાં કોટીયાર આગળ એક લડાઇ થવા પામી તેમાં ફીરંગીઓની હાર થઇ. તયાર પછી બંને બાજુએ જીવ સટોસટની લડાઇમાં ઉતરવાની તઇયારી કરવા માંડી. સેનેરાતે પચાસ હજારનું લશકર એકઠું કીધું અને ગોલ અને કોલંબો ઉપર ચઢાઇ લઇ જવાનો ઠરાવ કીધો. બીજા હાથપર પોરટુગીઝોએ બની શકયું તેટલું લશકર ભેગું કરી જાફનાપર ચઢાઈ કરી પણ તેમાં તેઓ હારી ગયા

ઇ૦ સ૦ ૧૬૧૩ માં ડોના કેથરીના પોતાના વડા દીકરાના મરણના વીલાપમાં મરણ પામી. એ દીકરાને સેનેરાતે ઝેર દઈ મારી નાખયો હતો. ઇ૦ સ૦ ૧૬૧૫ મા સેનેરાતે Boschhower ને હોલંડ મોકલી આપયો અને પોરટુગીઝોને હાંકી કાઢવાને માટે મદદ મોકલવા જણાવયું. હમણાં હમણાં Boschhower બહુ મગરૂબ અને અમરયાદ બની ગયો હતો. કારણકે પોતે

ડચ રઇયત છે તે ભુલી જઇ એક મોટા પરદેશી રાજાને એલચી હોવાનું તે અભીમાન ધરાવવા લાગયો. તેથી કરીને ડચ લોકોએ એની સાથે કાંઇબી કામ કરવાની સાફ ના પાડી, તયારબાદ તે દેનમારક ગયો. દેનમારકનો રાજા ઇંડયાના વપારમાં પડવાને આતુર હતો તેથી ખુશીથી પાંચ મનવાર સીલોન મોકલવાને કબુલ થયો. પણ Boschhower રસતે આવતાં મરણ પામયો અને સેનેરાતે દેન લોકોની મદદ લેવાની સાફ ના પાડવાથી તે લોકો પોતાને દેશ પાછા ફરયા. Boschhower નાં મરણ અને દેન સફરના પડી ભાંગવાથી પોરટુગીઝોને ખુશાલી પેદા થઇ. તેઓએ ત્રીનકોમાલી અને બતીકોલોમાં કીલ્લા બાંધવા માંડયા અને કેનડીમાં પણ પોતાની સતા જમાવવાની આશા રાખવા લાગયા. વળી એથી પણ આગળ વધીને તેઓ સીલોનના ટાપુના હકદાર માલીક છે એવો દાવો રજુ કીધો. કારણ કે ડોન જુઆન ધરમપાળ ઇ૦ સ૦ ૧૫૯૭ માં મરણ પામયો તયારે પોતાનાં વીલમાં પોરટુગીઝોને પોતાના ગાદીવારસો ઠરાવી ગયો હતો.



## પ્રકરણ ૩૧ મું.

ધારવા કરતાં વધુ ઉતાવળે કેનડીપર ચઢાઇ લઇ જવાની પોરટુગીઝોને ફરજ પડી કારણ કે સેનેરાતનાં લશકરે જયાં જયાં પોરટુગીઝ થાણાં હતાં તયાં તયાં વારંવાર ટુટી પડી તેઓને સતાવવા માંડયા આ ઉપરથી તેમજ ગોવાના વાઇસરોયનાં દબાણથી ઇ. સ. ૧૬૩૦ માં ન છુટકે સીલોનના ગવરનર કોનસટનટીન દીસેઆ નોરોનહાએ લડાઇ જાહેર કીધી જોકે તેણે જોયું કે ફતેહ મળવાનાં ચીનહ હતાં નહી જોકે તેણે જોયું કે સીલોનના પોરટુગીઝોની સલામતી માટે લડાઇ કરતાં સુલેહ વધારે લાભકારી છે, જોકે એના સલાહકારોએ દેખાડી આપયું કે એનું લશકર આગળ કરતાં બહુ થોડું છે અને સેનેરાતનું જોર બહુ વધારે છે તે છતાં દીસેયાએ પોતાને ગોવાના ગવરનર તરફથી મળેલા હુકમની રૂયે લડાઇ કરવાની દલગીરી ભરેલી ફરજ વીચારી ખરેખર, વાઇસરાયે બીચારા દીસેયાને બહુ પજવવા માંડયો હતો. તેણે લખી મોકલયું કે દીસેયા સીપાહ કરતાં સોદાગરના કામને વધારે લાયક છે. આવા આવા ગોસસો ઉતપન કરનારા ઠપકાથી દીસેયાનો પેહેલવાની પીટો ઉછળી આવયો. ૧૫૦૦ પોરટુગીઝ અને ૨૦ હજાર દેશીઓ સાથે એણે કુચ કરવા માંડી લશકર બલાનેપાસ આગળ જઇ પહોંચયું જયાં થોડી લડાઇ થવા પામી. તયારબાદ યુવા આગળ વધયું જયાંથી સેનેરાત પોતાના લશકર સાથે દુરંદેશી વાપરી બાહોશીથી પાછળ હઠી ગયો. ફીરંગીઓએ રસતામાં આવતાં ગામડાં અને શેહેરો લુટી લઇ બાળી

નાંખયાં અને લાંબી મંજલથી લશકર થાકેલું હોવાથી એક પહાડ ઉપર આશાએસ લીધી. એકાએક નીચેનાં મેદાનો અને બાજુના પહાડો સેનેરાતના લશકરથી ભરાઇ ગયા અને દીસેયાએ જોયું કે તે સપડાઇ ગયો હતો એટલુંજ નહી પણ દગો રમવામાં આવયો હતો. લડાઇને માટે ઘણું મોડું થઇ ગયલું હોવાથી ફીરંગીઓએ તે રાતને ખુદાની બંદગી કરવામાં અને આવતી કાલની લડાઇ માટે તઇયાર થવામાં ગુજરી. સરદારે તંબુમાં જઇ લશકરને પોતાથી બનતું સઘળું કરવાની ઉલટ આપી. અતયાર આગમજ તેણે કહયું "તમે કીરતીને માટે લડયા છો, પણ હવે તમારે તમારી જીંદગી માટે લડવું જોઇયે"

દગાખોર સીંહલીઝ મુદલીયરો પોરટુગીઝ લશકરની મોખરે રહયા અને જયારે લડાઇ શરૂ થઇ તયારે તેમાંના એકે ફીરંગી સોલજરનું ડોકું કાપી નાંખી પોતાના ભાલા ઉપર ઉંચે ધરયું. વીશવાસઘાત કરી ફીતુર ઉભું કરવાની આ એક નીશાન હતી. ફકત ૧૫૦ સીંહલીઓ જેઓ વફાદાર રહયા હતા તે સીવાય સઘળાઓ ફીરંગીઓ ઉપર તુટી પડયા. બાપડા ફીરંગીઓએ જોયું કે બચવાનો એક પણ રસતો છે નહીં તેથી મરણયા થઇ લડવા લાગયા. સેનેરાતના દીકરા રાજસીંગે કેનેડીયન લશકરની સરદારી લીધી અને મુવેલાં માણસોની સંખયા પુરવાને બીજું તાજું લશકર ચાલુ મોકલતો રહયો. લડાઇ દીવસભર ચાલુ રહેવા પામી અને અંધારી રાત પણ દુખી ફીરંગીઓને માટે મદદ યા આસાયશ લાવી શકી નહીં. ગાજવીજ સાથે મેઘરાજા તુટી પડયા અને ગરીબ ફીરંગીઓની બંદુક અને દારૂગોળાને નુકસાન પહોંચાડી તેઓને વધારે ગરીબ બનાવયા. હજુ પણ દીસેયાન માટે નાસી જવાની તક હતી અને તે તકનો ઉપયોગ કરવાને એને નાસી છુટવાની એના સાથીઓ તરફથી અરજ ગુજારવામાં આવી પણ તેણે આ માંગણી પોતાનાં ઉદાર મનથી ના પાડી તેણે જવાબમાં જણાવયું કે અતયાર આગમજ પોતાની ફરજો તેણે બજાવી હતી અને જો તે આ વખતે પોતાના બહાદુર સીપાહને બચાવી શકે તેમ નહી હોય તો તેઓની સાથે મરવાનું માન તે વધારે પસંદ કરતો હતો. આ પછી બીજેજ દીવસે (૨૦ મી આગસટ ૧૬૩૦) દીસેઆ અને તેના બહાદુર લડવઇયાઓ દુશમનના ભોગ થઇ પડયા.

આવી રીતે તયારે કોનસટનટીન દીસેઆ એક મોટામાં મોટો અને સરસમાં સરસ સીપાહ બચયો મરણ પામયો એનું નામ સીલોનના ઇતીહાસમાં ખરેજ યાદગાર રહી જવું જોઇયે. લશકરી કળા કુનેહ અને બહાદુરીમાં એની બરાબરી કરી શકે તેવા બીજા પણ થઇ ગયા હશે પરંતુ આ શુરવીર લડવઇયાના જેવું માનવંત નેક નામ કોઇ પણ રાખી શકયો નથી. Rebeyrs કહે છે કે કુલ સીલોનમાં એવો કોઇ નહી હશે કે જે કોનસટનટીન દીસેઆ નોરોનહાનું

મોત અને પરાક્રમ સાંભળી રડયો નહી હોય જયાં સુધી લાયકી અને બહાદુરીની પીછાન વહાલથી થતી રહેશે તયાં સુધી એવા નરોની યાદગીરી જળવાઇ રહેશે.

ઇ૦ સ૦ ૧૬૩૮ અને ૧૮ મીને દીને ડચ એડમીરલ વેસટરવલ્ટે ફીરંગીઓના હાથમાંથી બેટીકોલો જીતી લીધુ અને પાંચ દીવસ પછી ડચ અને રાજસીંગ વચ્ચે એક કરારનામુ કરવામાં આવયું. આ કરારનામાથી ડચ લોકો ફીરંગી સાથે લડાઇ ચાલુ રાખવાને અને દારૂગોળો અને લશકર પુરૂ પાડવાને કબુલ થયા. બીજા હાથ ઉપર સઘળો જરૂરી ખરચ અને ડચની મદદે દેશી લશકર મોકલવાનું વચન રાજાએ આપયું. વળી ડચ સીવાય બીજી કોઇ પણ યુરોપીયન પ્રજાને સીલોન સાથે વેપાર કરવાની રજા આપવી નહી એવું પણ વચન રાજા પાસેથી લેવામાં આવયું.

ઇ૦ સ૦ ૧૬૩૯ માં ડચ લોકોએ ત્રીકોમાલી લઇ લીધું અને તે પછીના વરસમા નીગમબો, ગોલ અને માતરા હાથ કીધાં. ડચ લોકોનું આ પ્રમાણે વધતું જતું જોર જોઇને રાજાએ હવે કોઇને પણ મદદ આપવાનું વાજબી ધારયું નહી.

પોરટુગીઝો પાસેથી હવે કોલંબો અને જાફના લેવાનું બાકી રહયું ઇ૦ સ૦ ૧૬૫૬ માં ડચ લોકોએ કોલંબોને ઘેરો ઘાલ્યો અને ડચ વહાણો ગરબછાંટના ગોળા શેહેરમાં ફેંકી મટીની દીવાલોને તોડવા લાગયાં. આવતા જતા પોરટુગીઝ વહાણોને પકડવા માડયાં વળી રાજસીંગની મદદ વડે જમીન મારગેથી ઘેરાયલાં લશકરની મદદ માટે જતી ચીજોને અટકાવવામાં આવી. આ પ્રમાણે ખોરાકની તંગીથી પોરટુગીઝો ઉપર બહુ મુઝવણ આવી પડી ભુખનું દુખ ભાંજવાને લાચારીએ કુતરા અને બીજાં નજીસ જાનવરોનો ખોરાક લેવામાં આવયો સખત તાપ પડવા લાગયો, તાપ એટલો તો સખત હોવો જોઇયે કે પગમાં જોડા છતાં પણ રસતે ચાલવું મુશકેલ થઇ પડયું. આ બધી મુશકેલીઓ છતાં પોરટુગીઝ લોકોએ જબરી સહનશીલતા અને બહાદુરી બતાવી, અને જયારે છેવટે તે લોકોએ પોતાને લાચાર અને નીરાશ બની ગયલા જોયા તયારે પોતાની ઓરતોને દેવળમાં છોડી જવાનો વીચાર કીધો અને તયાર પછી દેવળને સળગાવી મુકી પોતે હાથમાં તલવાર સાથે મોતને શરણ થવાનું પસંદ કીધું પણ આ રીતને ધરમગુરૂઓએ પસંદ નહી કરવાથી તે લોકોએ ડચને શરણ થવાનું પસંદ કીધું.

પોતાને કોલંબો આપી દેવાની માંગણી હવે રાજા રાજસીંગે ડચ લોકોને કીધી પણ આ માંગણીને ડચ લોકોએ નાકબુલ કીધી. આ ઉપરથી એક લડાઇ

થવા પામી તેમાં કાંડીયન હારી ગયા તયાર પછી બેઉ જણને અવારનવાર લડાઇ થયા કીધી આ દરમયાન ઇ. સ. ૧૬૫૮ માં ડચ લોકોએ મનાર લેઇ આખરે જાફના લીધું.

---

## પ્રકરણ ૩૨ મું.

હવે આપણે લડાઇ ટંટાને બાજુ મુકી થોડો વખત કાંઇક બીજી બાબત પર મનને રાહત આપીએ.

પેહેલવેહેલો જે ઇંગલીશમેન સીલોનમાં આવવા પામ્યો તે રાલ્ફ ફીચ નામનો વેપારી હતો. જે ઇ૦ સ૦ ૧૫૮૯ માં કોલંબો આવી પુગયો. પેહેલ વહેલું ઇંગલીશ વહાણ જે અત્રે આવયું તે "એડવરડ બોના વેનચર" હતું જેણે ઇ૦ સ૦ ૧૫૯૨ ની ૩ જી ડીસેમબરે ગોલ તરફ લંગર નાખયું હતું. આ સઘળું બનવા છતાં વહાણ કે વેપારી કોઇ લાંબી મુદત સુધી અત્રે રહયું હતું નહી. પણ ઇ૦ સ૦ ૧૬૫૯ માં રોબરટ નોકસ (Robert Knox) સીલોનમાં આવી ચઢયો. જયાં તે કેદી તરીકે લાંબી મુદત સુધી રહયો હતો. એણે બંદીખાનામાંથી નાસી છુટવા પછી એક ચોપડી "Historical relations of the island of Ceylon" નામની લખી છે જેમાં એ પોતાનાં સુખદુખનું અચછી રીતે વરણન કરેછે.

ઇગલીશ ઇસટ ઇન્ડયા કંપનીની સટીમર "એન" ના કેપટનનો મજકુર નોકસ દીકરો થતો હતો. ઇ૦ સ૦ ૧૬૫૯ માં કોરોમાંડલ કીનારા તરફ જબરૂં તોફાન થવાથી સટીમર "એન" ને ત્રીંકોમાલી નજદીક કોતીયાર તરફ વીસામો લેવાની ફરજ પડી. કેપટન નોકસ, તેના દીકરા રોબરટ નોકસ અને બીજા કેટલાક ખલાસીઓને કીનારે આવવાનું સીંહલીઓએ ઇજન કીધું. અને તયાર પછી તે લોકોને ઘેરી લઈ દેશના અંદરના ભાગમાં લઇ જવામાં આવયા. તેમ છતાં ઘેરાયલા કેપટન નોકસે વહાણને અને પોતાના દીકરાને બચાવવાની તજવીજ કીધી. તેણે પોતાના દીકરાને વહાણ ઉપર મોકલવાની પરવાનગી મેળવી. રોબરટ નોકસે એ ઉપરથી વહાણપર જઇ બનેલી બીનાથી ખલાસીઓને જાણીતા કીધા અને તે લોકોને સીલોન એકદમ છોડી જવાનો હુકમ કીધો. તયાર પછી તે જવાન પોતાના બાપની બંધીવાન જીંદગીનાં દુખમાં ભાગ લેવાને મોટાં મનથી પાછો ફરયો. થોડા વખત પછી આ કેદીઓને કાંડી લઇ જઇ જુદાં જુદા ગામડામાં રાખવામાં આવયા. અસુખાકારી ભરેલી જગયામાં રહેવાની પડેલી

# કૅન્ડીયન સરદાર.




(હેની વીગત પ્રકરણ ૩૨ માં આવેલી છે.)

ફરજથી બંને બાપ દીકરાને તાવની બીમારી લાગુ પડી. તેમાંથી દીકરો સારો થવા પામયો પણ બાપને જમદેવે ખેંચી લઇ આ દુનીયાની જંજાળમાંથી મુકત કીધો.

રોબરટ બીચારો માનલે ડીસ્ત્રીકટ તરફ પોતાના એક વફાદાર ટામીલ નોકર સાથે ભટકતો રહયો. હવે સીંહલીઝ લોકો પણ તેના ઉપર માન અને મોહોબતથી જોવા લાગયા. કોઇ વખતે જયારે પઇસા અને ખોરાક ઘટી જતો તયારે તે માછલી પકડવા ઉતરી પડતો. એક વખતે એક બુઢો માણસ તે રસતેથી પસાર થતો હતો તેણે રોબરટના નોકરને તેનો શેઠ વાંચી શકે છે કે નહીં તે પુછયું. કારણ કે તે બુઢાની પાસે એક ચોપડી હતી જે પોરટુગીઝોએ કોલંબો ખોયું તયારે તેને હાથ લાગી હતી, અને તે ચોપડીને તે વેચવા માંગતો હતો. નોકસે પોતાના બોયને તે ચોપડી લઇ આવવા કહયું. છોકરાએ આગળ ઇંગ્રેજોની નોકરી કીધેલી હોવાથી તે ચોપડીને તે પીછાની શકયો. અને જેવી તે તેના હાથમાં આવી કે તુરતજ દોડતો આવી "અરે એતો બાઇબલ છે" એમ કહેવા લાગયો. બાઇબલનું નામ સાંભળતાં નોકસ ચમકી ઉઠયો કારણ કે તે ધરમપોથી તેની પાસે હતી નહીં તેમજ વળી તે મેળવવાની તેને જરાએ પણ આશા હતી નહીં. આ ઉપરથી માછલાં પકડવાની જાળ તેણે બાજુએ ફેંકી દીધી અને તે ચોપડીનાં દરશન કરવાને હોંશથી દોડી ગયો. નોકસ લખે છે કે તે ચોપડીના દેખાવે તેના દીલમાં કેટલી બધી ખુશાલી પેદા કીધી હશે તેનું વરણન તે કરી શકતો નથી.

નોકસ બહુ બારીકીથી જોનાર અને અવલોકન કરનાર પુરૂશ હતો. એણે પોતાના વનવાસ દરમયાન કેનડીયન લોકોની રીતભાત અને રીવાજની અચછી નોંધ લીધી છે. એણે સીંહલીઝ બાશાનું થોડુંક જ્ઞાન મેળવી, કયા બાગોમાં ચોકીબાનો રાખવામાં આવે છે વીગેરે બાબતોની માહીતી મેળવી લીધી આ ઉપરથી એણે જોઇ લીધું કે ઉતર તરફ મુસાફરી કરવાથી છટકી જવાનો રસતો મળી શકે તેમ છે તેથી કરીને ઇ. સ. ૧૬૭૯ માં રટલંડ નામના બીજા ઇંગ્રેજ સાથે તે સહીસલામત અનુરાધાપુરા જઇ પુગો. જે શેહેર આ વખતે બીસમાર હાલતમાં ગીચઝાડીથી ભરપુર થઇ રહયું હતું. હાથી, રીછ, અને જંગલની રાણી બેંસો, નદીમાં રહેનારી સુસવાટોની મુશકેલીમાંથી બચી આખરે તેઓ પશચીમ કીનારે અરીપુ ખાતે આવી પુગયા.

તયાર પછી મનાર જઈ છેવટે દરીયાને રસતે તેઓ કોલંબો જઇ પુગયા. અહીંયાં તેઓને ડચ ગવરનરે માયાળુ આવકાર આપયો. અને એ બેઉ ઇંગ્રેજોને થોડા વખત બાદ પોતાને વતન મોકલી આપયા.

એની Historical Relasion માંથી આપણને કેનડીની તે વખતની હાલત વીશે ઘણું શીખવાનું મળે છે. રાજા સીંધ બીજાનું એ લખનાર નીચે મુજબ વરણન કરે છે.

મજબુત બાંધણીનો, ઠીંગો પણ જોરાવર, પોતાની જાતવાળા બીજા માણસો કરતાં વધારે કાળા ચેહેરાનો અને હમેશાં હીલચાલ કરતી ચપળ તેજી આંખવાળો એ રાજા હતો. જો કે તે લગભગ ૭૦ થી ૮૦ વરસની ભરતીમાં આવી પુગો હતો તો પણ દેખાવમાં અને કામકાજમાં તે જરાએ બુઢો નહીં દીસતો હતો. એનો પેહેરવેશ સહેજ વીચીત્ર હતો. ચાર ખુણાવાળી ઉંચી ટોપી એ પેહેરતો હતો અને ટોપીની ઉપર આગળથી એક ઉભાં પીછને ખોસેલું રાખતો હતો. પોતે જે ડગલો પેહેરતો હતો તે અને ડગલાની બાંય બેઉ જુદી જાતનાં હતાં. પગમાં ઘુંટી સુધી લટકતો લાંબો લેંગો પેહેરી સટોકીંગ અને જોડા પણ એ રાજા પેહેરતો હતો. સોનાની મુઠ અને મયાન સાથની તલવાર એની બાજુએ લટકતી હતી. વળી પોતાની સાથે એ રાજા હીરાજડીત એક નાનો રાજદંડ પણ રાખતો હતો. એના મેહેલની આસપાસ રાત અને દીન બહુ મજબુત પેહેરો ભરવામાં આવતો હતો. એના અંગરક્ષક તરીકે કાફરોની એક નાની ટોળીને રાખવામાં આવી હતી જેઓપર એને વધારે ઇતબાર હતો. એનાં ઘાતકીપણાએ એને લોક પ્રસીધ કીધો હતો. જાણે કુદરતથીજ એને ઘાતકી કામો કરવાનું સુઝ પડતું હોય તેમ એ વરતતો હતો. કારણ કે નોકસ લખે છે કે કોઇ પણ કારણ બતાવયા વગર એ લોહીનો વરસાદ વરસાવતો હતો. એક વાત એવી છે કે એક વખતે રાજા તરતાં તરતાં, ડુબી જવાની ધાસતીમાં આવી પડયો હોય તેવા ઢોંગ કરવા લાગયો. બે જવાનયાઓ જેઓ બીજા કરતાં વધારે બહાદુર હતા તેઓ એની મદદે દોડી ગયા અને સહી સલામત રાજાને કીનારે લઇ આવયા પણ તે બાપડાઓને તે પછી તુરતજ ગરદન મારવામાં આવયા. કારણ કે તેઓએ મરીયાદા મુકીને રાજાનાં શરીરપર હાથ નાખયા હતા. એવું દીસે છે કે તેઓએ તેની આગળ નમસકારરૂપી ઢબમાં સુઇ જવું જોઇતું હતું કે જેથી કરીને તે નામદાર પોતાના હાથો તેઓ ઉપર મુકી પોતાની સલામતી મેળવી શકે.

રાજકારોબારમાં રાજા બહુ સાવધ પણ ખંધો હતો. ઉતાવળ નહી કરતાં દરેક બાબતપર બરાબર વીચાર ચલાવતો અને જયારે ઠગવું યા જુઠું બોલવું પોતાને ડાહપણભરેલું જણાતું તયારેજ તેમ કરતો હતો. અભીમાનથી એ ભરપુર હતો. ડચ લોકો એનું અભીમાન જાણતા હોવાથી તેઓ એને હઇદરાબાદી ખેતાબોથી મસકો લગાડતા હતા. અને તેમ કરી પોતાનું કામ કાઢી લેવામાં ફતેહ પામતા. સેના ખાસ ખેલ સમશેર બાહાદુર નામદાર માહારાજા શ્રીની તેઓ

રાંક રઇયત અને ગરીબ નોકરો છે એમ કહી રાજાને છાપરે ચઢાવતા. તેઓ તે નામદારના એટલા તો વફાદાર નોકરો હતા કે દેશના બચાવ માટે કીલ્લા બાંધી, પરદેશી દુશમનોના હુમલાથી તે નામદારના દેશની રખેવાળી કરવાને તેઓ પોતાથી બનતું કરતા હતા. આવી રીતે મહાભારત ખેતાબો લગાડી તેઓ પોતાનું કામ કાઢી લેતા. પણ બાજે વખત એના ઉપર ખુશામત ફાવી નહી શકતી અને તેથી ઓચીંતો તે લોકોપર ટુટી પડી બહુ નુકસાનમાં તેઓને ઉતારી દેતો.

રાજાના હાથ નીચે જે ૨ મુખય અમલદારો હતા તેઓને "અદીગાર" ને નામથી ઓળખવામાં આવતા. એઓનું કામ નીચલા અમલદારોના ચુકાદાથી નારાજ થયલાઓની અપીલ સાંભળવાનું હતું. એઓથી ઉતરતા "દીસાવે" યાને ઈલાકાના વડા અને વીદાને યાને તાલુકાના મુખીઓ હતા. જેઓની જોખમદારી પોતાની હદમાં સુલેહ જાળવવાની, રાજાના કરો બરાબર વસુલ કરવાની અને જરૂર પડવે રાજાને લડવઇયા પુરા પાડવાની હતી. રાજાના અમલદારોમાં લાંચ રૂશવતનું જોર બહુ ભારી ચાલતું હતું. નોકસ એ વીશે નીચલી કહેતી રજુ કરે છે. જડજને ભરવાને જેની પાસે પઇસા છે તેને પોતાનો કેસ ખરો છે કે ખોટો તે માટે જરાએ ડરવાનું યા ચીંતા રાખવાનું છેજ નહી."

લોકોનો મુખ્ય ઉદયોગ ભાત ઉગાડવાનો હતો. તેઓનાં ઘરો નાનાં અને નીચાં હતાં અને છાપરાં અને દીવાલોને ઘાસથી છાવણ કરવામાં આવી હતી. છાપરાંને નળીયાં અને દીવાલને ચુનો ચોપડવાની મનાઇ હતી. ઘણાંક ઘરોને ફકત એક ઓરડો હતો અને થોડાંજ ઘરો બેથી વધારે ઓરડા ધરાવતા હતા. ખોરાકને માટે યા બીજાં કારણસર કોઇ પણ જાનવરને મારવા દેવામાં આવતું નહી.

કેળવણીની બાબતમાં લોકો બહુ પછાત હતા અને નીશાળો નહી હતી. વળી કેળવણી વગર અભણ રહેવામાં કાંઇ શરમ જેવું ગણવામાં આવતું નહી હતું. તેમ છતાં સીંહલીઝ લોકો લાકડું કોતરવામાં અને લોખંડી કામમાં પરવીણ હતા. વળી કાચી ધાતુમાંથી લોખંડ ખેંચી કાઢવાની રીત પણ તેઓ જાણતા હતા. પહાડી મુલકમાં રહેતા કેનડીયન લોકો નીચેના ભાગમાં રહેનારાઓ કરતાં વધારે શુરવીર હતા. પણ તેઓના ઉપર કદી પણ વીશવાસ મેલી શકાય તેમ નહી હતું. બીજા સઘળા દુરગુણોમાં ચોરી કરવાનો અવગુણ તેઓમાં બહુ ઓછો હતો.

રાજા પોતાના અમલદારોને રોકડ નાણું નહી આપતાં જમીન બક્ષીશ આપતો, જેમાંથી તેઓ નફો ઉપજાવી કાઢતા.

સીલોનમા બઉધ ધરમની પડતી વીશે નોકસ નીચે મુજબ જણાવે છે, લોકો ગમે તે ધરમ પાળે તે વીશે રાજાને બહુ થોડી દરકાર હતી. કારણકે એની માતા પણ એક વટલેલ ક્રીસચીયન હતી. ક્રીસચીયન, મુસલમાન અને બુધીસટને પોતાની મરજી મુજબ ધરમ પાળવાની છુટ હતી. ક્રીસચીયનોને બીજાઓ કરતાં વધારે માનથી જોવામાં આવતા કારણકે તેઓ બીજાઓ કરતાં વધારે વીશવાસ પાત્ર હતા.



## પ્રકરણ ૩૩ મું.

આપણે જોયું છે તેમ ઇ૦ સ૦ ૧૬૫૮ ના જુન માસમાં ડચ લોકોએ ફીરંગી પાસેથી જાફના લઇ લીધું હતું અને એથી કરીને સીલોનનો મુખય ભાગ પોતાને કબજે કરી દેવામાં તેઓ ફતેહ પામયા હતા. કેનડીનો ભાગ તેઓથી જીતી શકાય તેમ નહી હતો કારણકે તેની કુદરતી પહાડી ટેકરીઓ, બીકટ રસતાઓ અને ગીચ જંગલો ઉપર હુમલો લઇ જવો એ લગભગ ખઇબરપાસપર હુમલો લઇ જવા બરાબર હતું. ફકત જેવી રીતે આગળ ફીરંગીઓએ કીનારા તરફના ભાગો હાથમાં લીધા હતા તેવી રીતે સઘળા કીનારા તરફનો ભાગ ડચના હાથમાં આવવા પામયો. ડચને મુખય ગરજ જે તજની હતી તે પણ એ બાજુમાંજ ઉગતી હતી.

વેપાર સાચવવાના હેતુથી તેઓ એક તરફ રાજસીંઘને રાજી રાખવાની કોશેશ કરતા અને બીજી તરફ તેના ચાલુ હુમલાને પુગી વળવાની પણ સંભાળ રાખતા હતા.

રાજસીંઘ તરફ નજર ફેરવતાં તેની પોતાની મુશકેલીઓ પણ અનેક હતી. એનું ઘાતકીપણું એટલું તો નહી ખમી શકાય તેવું થઇ પડયું કે ઇ૦ સ૦ ૧૬૬૪ માં કાંડીયન લોકોએ બળવો કરી એને પોતાની સલામતી માટે નાસી જવાની ફરજ પાડી. તયાર પછી તેઓએ એના નાનાં દીકરાને ગાદીવારસ તરીકે જાહેર કીધો. પણ તે બાર વરસના બુચાએ બળવાખોરો સાથે મળી જવાને સાફ ના પાડી પોતાના બાપને જઇ પાછો મળયો. આવી રીતે બળવો પડી ભાંગવાથી બળવાખોરો વીખરાઇ ગયા. રાજસીંઘ ખુશાલી સાથે પાછો ફરયો, અને બળવામાં ભાગ લેનારાઓની કતલ કરાવી. વળી તે કબુધીયાએ એવું તોફાન ભવીશયમાં નહી થવા પામે તેટલા માટે પોતાના દીકરાને ઝેર દઇ મારી નાંખયો.

ઇ૦ સ૦ ૧૬૬૪ માં સર એડવરડ વીનટર નામનો ઇંગ્રેજ રાજાના હુકમથી કેટલાક ફ્રેંચ અને ઇંગલીશ કેદીઓનો છુટકારો કરવા મધરાસથી કાંડી આવી પુગયો. પણ તેમાં તે ફતેહ પામયો નહી.

આ દરમયાન ડચ લોકોએ સીલોનમાં પોતાની સતા મજબુત પાયાપર જમાવવા માંડી. સીંહલીઝ લોકોની કેટલીક દઇતપ અને મુરતી પુજાની ક્રીયાઓનો અટકાવ કરવામાં આવયો. પશચીમ કીનારે આવેલાં શેહેરો માતરાથી જાફના સુધીનાને મજબુત કીલ્લેબંધીથી તઇયાર કરવામાં આવયાં. વેપારની વરધી થતી ચાલી. તજની નીકાશનો વધારો થતો ગયો.

વેપારમાં ડચ લોકોના મુખય હરીફ મુર લોકો હતા જેઓનો ઘણા સખત જાપતાથી નાશ કરવાની તેઓએ કોશેશ કીધી. તેઓ ઉપર જેવી રીતે હાલમાં આફ્રીકાના હીંદીઓ ઉપર ગોરાઓ જુલમ ગુજારે છે તેવી રીતે ગુજારવામાં આવયો. પણ તેમ છતાં ડચ લોકો મુર લોકોના વેપારનો નાશ કરી શકયા નહી.

ઇ૦ સ૦ ૧૬૭૨ માં યુરોપમાં ડચ અને ફ્રેંચ વચે લડાઇ સળગી અને પરીણામમાં અત્રેના ત્રીંકોમાલીના અખાતમાં ૧૪ ફ્રેંચ વહાણો દાખલ થયાં. પણ અત્રેના ડચ એડમીરલ વેનગુએને ફ્રેંચ એડમીરલ મોંશીઓ દીલાહેને હરાવી કાઢયો.

૫૦ વરસનાં રાજ પછી રાજસીંઘની ગાદીએ તેનો દીકરો વીમળધરમ બીજો આવયો, જેને તેના બાપે ડચ લોકો સાથે સુલેહથી રહેવાને ચેતવણી આપી હતી. આ ચેતવણી ઉપર ધયાન આપેલું હોવાથી એનાં ૨૨ વરસનાં રાજ દરમયાન કાંઇ પણ લડાઇ થવા પામી નહી. રાજાની મરજી બઉધ ધરમને સજીવન કરવાની થવાથી તે કામમાં મદદ કરવાને અને અરાકનથી ધરમગુરૂઓ બોલાવી મંગાવવાને ડચ લોકોએ પોતાનાં વહાણોની મદદ રાજાને આપી.

ઇ૦ સ૦ ૧૬૮૭ માં છુપા પોશાકમાં સજ થઇ ફાધર વાઝ ગોઆથી જાફના આવી લાગયો. અને તયાર પછી ઉતર તરફ મુસાફરી કરી રોમન કેથલીક લોકોની આગળ વાયજી કરી તેઓને બોધ દેવામાં પોતાનો વખત ગાળવા લાગયો. ઇ૦ સ૦ ૧૬૯૨ માં એ પુતલમ થઇ કાંડી જઇ પોહોંચયો જયાં એને જાસુસ ધારી રાજા તરફથી કેદ કરવામાં આવયો. બે વરસ પછી એને છુટકારો બક્ષવાથી એણે સીલોનની ઘણીક જગયાઓની મુલાકાત લીધી. ઇ૦ સ૦ ૧૬૯૭ માં આ ટાપુને સહીયદ માતાએ ઘેરી લઇ ઘણાંક જીવોનો ભોગ લેવા માંડયો. બીમારોની માવજત નહી કરતાં તેઓને જંગલમાં નીરાધાર મુકી દેવામાં આવયાં. જેઓને એ બીમારી નહી લાગુ પડી હતી તેઓ ધાસતીને લીધે અહીંથી તહી નાસવા લાગયા. ટુંકમાં જેવો હોહોકાર મુંબઇની મરકીએ

શરૂઆતમાં મચાવી દીધો હતો તેવો દેખાવ અત્રે થઇ રહયો. આવા બીકટ વખતે ફાધર વાઝ અને બીજા રોમન કેથલીક પાદરીઓએ તદન બીનસવારથી અને સખત મેહેનત લઇને બીમારોની માવજત કરવા માંડી અને તેઓને ખોરાક પણ પુરો પાડવા માંડયો. પરીણામ એ આવયું કે ઘણાંક સીંહલીઝોએ આ ધરમગુરૂઓની આવી ઉદાર અને પરોપકારી રીતીઓથી રાજી થઇ ક્રીશચીઆનીટીનો સવીકાર કરવા માંડયો. ઇ૦ સ૦ ૧૭૧૧ માં પુજય ફાધર વાઝ કાંડી ખાતે મરણ પામયો.

વીમલધરમ બીજાનો વારસ એનો દીકરો નારેનદર સીંહ હતો. એના વખતમાં બુધીઝમને ઉતેજન મળવા પામયું. દાલદા માલી ગાવાને ફરીથી બાંધી અચછી રીતે સણગારવામાં આવયો. કેળવણીની કદર બુજવામાં આવી. અને કેટલાંક ધારમાક અને વઇદક પુસતકોનો સીંહલીઝમાં તરજુમો કરવામાં આવયો સીંહલીઝ રાજાઓમાં નારેનદર સીંહ છેલ્લો રાજા હતો. એણે મદુરાની શાહજાદી સાથે શાદી કીધી પણ તેણીને પેટે સંતાનની વરૂધી થવા પામી નહી.

ડચ ગવરનરોમાં રંફ એક નયાઇ ગવરનર થઇ ગયો છે. એની પછી ઇ૦ સ૦ ૧૭૨૬ માં Petrus Vuyst કોલંબોનો ગવરનર થયો. એ ઘણો જુલમગાર હાકમ થઇ ગયો છે. એવું કહેવાય છે કે જયારે એ સીલોનમાં ઉતરયો તયારે એણે પોતાની જમણી આંખ ઉપર એક પડદો નાખયો હતો. એવું જણાવવાને કે આવડા નાનાં ટાપુનો રાજકારોબાર ચલાવવાને ફકત ડાબી આંખજ પુરતી હતી. જે ધણીઓએ ગુનાહનો વીચાર પણ કીધો નહી હોય તેવાઓ પાસે તેઓ ગુનેહગાર છે એમ કબુલાવી તેઓ ઉપર સીતમ ગુજારતો. એણે પોતાને એક સીલોનના સવતંત્ર શાહ તરીકે જાહેર કરવાની કોશેશ કીધી. પણ રઇયત તો એનાથી ધરાઇ ગઇ હતી. લોકોએ બટેવીયાના ગવરનરને ફરીઆદ કીધી (કારણકે તયાંની ડચ કાઉનસીલના તાબામાં સીલોન હતું.) અને ડચ ગવરનરના સીતમથી લોકો એટલાં તો ડરી ગયાં હતાં કે તે લોકોએ ખેપીયાના જોડાનાં તળીઆંની અંદર સીવીને તે ફરીઆદ મોકલી હતી. બટેવીયાની કાઉનસીલે એને એકદમ બોલાવી લીધો અને તપાસ કરતાં તેને તકસીરવાર જાહેર કરી પઇડાં તળે જીવતો ને જીવતો કચડી નાંખવાની સજા કરવામાં આવી. એની પછીનો ગવરનર (૧૭૨૯–૧૭૩૨) સટીફનસ વરસલુયસ એનાથી સેહેજ બેહેતર હતો. એ ધણી લક્ષમી દેવીનો એટલો તો પુજારી હતો કે એણે ચાવલના ભાવ દમ બાંધીને વધારી દીધાથી દેશમાં દુકાળ જેવું થઇ પડયું. એની પછી બીજા ચાર ગવરનરો થઇ ગયા પણ તે લોકો વીશે કાંઇ જાણવા જેવું નથી. ઇ૦ સ૦ ૧૭૩૬ માં બેરન વોનઇમહોફ આવી પુગયો. એ વોન ઇમહોફ એક જુદીજ રીતનો માણુસ હતો. જે લોકો એમ માનતા હતા કે દેશીઓની સાથે સારી

વરતણુક ચલાવયાથી અને તેઓની તરફ દીલસોજીથી વરતયાથી કંપનીની ઉપજમાં ઘટાડો થશે તે વીચાર ધરાવનારાઓથી એ તદન વેગળો ગયો. એને માલમ પડયું કે કેટલાક અવીચારી અમલદારોની ગેરવરતણુંક અને જુલમાટ ભરેલાં કામોથી કંપનીને બહુ નુકશાન પુગતું હતું. એણે જોઇ લીધું કે સરકારી આફીસોમાં જોઇયે તે કરતાં વધારે કામદારો રોકવા છતાં હીસાબોમાં જબરો ઘોટાળો ચાલતો હતો. વોન ઇમહોફે આ બાબતમાં ઘણા ઉપયોગી સુધારા કીધા અને કંપનીના કરો કાંઇ પણ જુલમાટ વગર વસુલ કરવામાં આવે તેની ખબર રાખવામાં આવી. એણે દેશની ઉપજનો વધારો કરવાને ખાનગી ખાતાંઓને પણ છંડયા સાથે ખુલ્લો વેપાર કરવાની છુટ આપી.

અને તેમ કરીને આયાત અને નીકાશપર થોડીક જગાત નાખવામાં આવી. પહેલીજ વખતે આવી રીતનો કર સીલોનમાં વસુલ કરવામાં આવયો હતો.

ખેતીવાડીને ઉતેજન આપવામાં આવયું અને દક્ષીણ પશ્ચીમ કીનારાપર નાળીએરીનાં છોડો રોપવામાં આવયા. અદલ ઇનસાફ તોલવામાં આવયો અને નીરૂપયોગી નાના કજીયાઓનો અટકાવ કરવામાં આવયો. કેળવણીપર ધયાન આપવામાં આવયું વળી ઇ૦ સ૦ ૧૭૩૭ માં સીલોનમાં પ્રીનટીંગ પ્રેસમાં બાઇબલ વગેરે ધારમીક પુસતકો લોકોને માટે છાપવામાં આવયાં.



## પ્રકરણ ૩૪ મું.

નારેનદરસીંહ પછી ઇ. સ. ૧૭૩૯ માં એનો સાળો શ્રી વીજય રાજસીંહ ગાદીપર આવયો નવો રાજા મદુરા દેશનો વતની હોઇ હીંદુ ધરમ પાળતો હતો. પણ લંકાનું રાજ મળયા પછી પોતે બુધીસટ થઇ બઉધ ધરમનો ફેલાવો કરવા લાગયો.

એની પછી ઇ. સ. ૧૭૪૭ માં એનો સાળો કીરતી શ્રી રાજસીંહ ગાદીપર આવયો એ ધણી પણ મદુરા દેશનોજ હતો. ઇ. સ. ૧૭૫૦ માં લંકા દેશમાં એક પણ ધરમગુરૂ નહી રહેવાથી ફરીથી સીયામને અરજ કરવામાં આવી. એક પણ ધરમગુરૂ આ દેશમાં હતો નહી એમ કહેવું અતીશયોકતી ભરેલું ગણી શકાય કારણ કે પાછળથી આપણને જણાવવામાં આવે છે કે બુધીઝમનાના કાયદાને માન આપી ચાલે એવા કેટલાક ધરમગુરૂ હતા પરંતુ મુખય ભાગ ખુદાતાલાની ખીદમત છોડી દેઇ સંસારી શોખમાં પડી ગયા હતા, ગઉતમબુધનો ધરમ ચાલુ પડી ભાગતો જોઇ સીયામનો રાજા પણ અજાયબ થવા લાગયો.



# પ્રકરણ ૩૫ મું.

પોતાના કબજામાં જો સીલોન આવે તો તેથી કેવો ફાયદો થાય તે ઉપર હવે ઇંગ્રેજ સરકાર વીચાર કરવા લાગી. રાજસીંહ બીજાના વખતમાં ઇ૦ સ૦ ૧૬૬૪ માં એક ઇંગ્રેજ એલચી કાંડી ખાતે આવી ગયો હતો તે આપણે જાણીયે છીયે. તયાર પછી સો વરસ સુધી કોઇ પણ ઇંગ્રેજ અમલદારે અત્રે આવી પોતાની મુલાકાત આપી નહી હતી. કારણકે તેઓને હીંદુસતાનના બંગાળ, મધરાસ અને મુબઇનાં કામકાજે રોકી રાખયા હતા. ફરેંચનું બળ તેઓએ તોડી નાખયું હતું. તેમ છતાં વેપારી બાબતમાં ડચ લોકો તેઓના જબરા હરીફ હતા. તેટલા માટે એ હરીફોને હંફાવવાને અને હીંદી મહાસાગરમાં આવેલા સીલોનને જીતી લેવાને તેઓએ નકી વીચાર કીધો. ઇ૦ સ૦ ૧૭૬૩ માં મધરાસના ગવરનરે મી૦ પાઇબસને કીરતીશ્રીની પાસે મોકલી આપી ડચની સામે મદદ આપવાની ઇચછા બતાવી. કીરતીશ્રીએ આ વાતને કબુલ રાખી પણ તે ઉપર કાંઇપણ પગલાં ભરવામાં આવયાં નહી. પાછળથી ઇ૦ સ૦ ૧૭૮૨ માં ઇંગલંડ અને હોલેંડ વચે લડાઇ જાગવાથી મધરાસના ગવરનરે લશકર મોકલી ત્રીનકોમાલીને શરણ કીધું ફેબરવારીની શરૂઆતમાં મી૦ બોઇડને ડચની સામે મદદ આપવા કાંડીના રાજાની પાસે મોકલવામાં આવયો.

જંગલોમાંથી રસતો કાપી કહાડી જઇ પુગતાં એને એક મહીનો થઇ ગયો તેટલામાં રાજા મરણ પામયો અને તેથી જે રાજા સાથે એનો મેળાપ થવા પામયો તે ધણી આગલા રાજાનો ભાઇ રાજા ધીરાજસીંહ હતો. એ રાજા, બોઇડની આગમજ આવેલા ઇંગ્રેજ એલચીને ભુલી ગયો નહી હતો તે વખતે જે કોલકરાર કરવામાં આવયા હતા તેપર ઇંગ્રેજોએ કાંઇપણ ધયાન આપયું હતું નહી તે વીશેની બોઇડને યાદ દેવાડવામાં આવી. હવે જયારે ડચ અને ઇંગ્રેજને લડાઇ સળગી છે તયારે ઇંગ્રેજો સીંહલીઝ રાજાને મદદ કરવાને બહાને આવયા છે, એ બાબત એને સવારથથી ભરપુર જણાઇ. રાજાએ જોઇ લીધું કે ઇંગ્રેજ સીંહ કાંઇ સીલોન સીંહને મદદ કરવા આવયો નથી પણ તે કાંઇક સવારથી વીચારથી આવયો છે માટે રાજાએ તેની સાથે કાંઇપણ કામ નહી પાડતાં તે બહારો બહાર ઇંગલંડના રાજા સાથે શરતો કરશે એમ જણાવયું.

ઇ૦ સ૦ ૧૭૯૩ માં વેન એંગલબીક ગવરનર નેમાયો અને બે વરસ પછી ફરીથી હોલંડ અને ઇંગલંડને લડાઇમાં ઉતરવું પડયું. દરદીને ભાવતું હતું તેવું વઇદે ફરમાવયું. તેવી રીતે ઇંગ્રેજોને આ તક હાથ લાગી ગઇ, ઇ૦ સ૦ ૧૭૯૫ ની પહેલી આગસટે ઇંગલીશ લશકર ત્રીનકોમાલી આવી પુગયું

## માથાં પર કાંસકી રાખનાર,
## સીંહલીઝ.




(હેની બીગત પ્રકરણ ૩૯ માં આવેલી છે.)

## સીંહલીઝ સ્ત્રી.




(હેની વીગત પ્રકરણ ૩૬ મે આપેલી છે.)

અને ત્રણ અઠવાડીયાંના ઘેરા પછી એ કીલ્લાને કબજે કીધો. જો સીલોનમાં ડચ લોકો ઈંગ્રેજોની સામે થયા હોય તો ફકત આજ બનાવમાં હતું. એની પછી બાકીના બનાવોમાં કાંઇપણ જોર ડચ તરફથી વાપરવામાં આવયું નહી હતું.

સીલોનના ધણી ઇંગ્રેજો થાય તે વીશે હોલંડના વીચારો કેવા હતા તે વીશે ખુલ્લું જણાયું નથી, કારણ કે કેટલાકો અનુંમાન કરે છે કે હોલંડના રાજાએ છુપી રીતે સીલોનને ઈંગ્રેજોને આપી દીધું હતું. ગમે તે હો પણ તે વખતના ડચ લોકો પઇસાના એટલા તો પુજારી બની ગયા હતા કે કેવી રીતે લડવું તે પણ ભુલી ગયા હતા. લશકરપર કાબુ અને શેહેરીઓમાં અઇકયતા જેવું હતું નહી. વળી લડાઇ વખતે જે વગણુ ડચ ગવરનર વેન એંગલબીકે બતાવી છે તે ઉપર પણ જુદાં જુદાં મતો ઉભાં થયા છે. ધણાક વલંદાઓ એને ઈંગ્રેજો સાથે મળી ગયલો ધારે છે. ગમે તે હો પણ ત્રીનકોમાલી પછી ધણી જુજ લડાઇ થઇ હતી. પહેલાજ હુકમે જાફના શરણે જઇ પડયું, અને ઇ૦ સ૦ ૧૭૯૬ ની તા૦ ૧૬ મી ફેબરવારીએ બચાવ તરફથી એક પણ ફટકો લગાડયા વગર કોલંબો ઇંગ્રેજોના ખોળામાં આવી પડયું.

આ બનાવની થોડો વખત આગમજ વેન એંગલબીકે એક કોલકરાર નામું લખી આપી ગોલ અને બીજાં ડચ સંસથાનો અ ગ્રેજોને સવાધીન કરી દીધાં હતાં.

ઇ૦ સ૦ ૧૮૦૨ માં એમીયનસની સુલેહથી ઇંગલંડ અને ફ્રાંસની લડાઇનો અંત આવી, સીલોનને બ્રીટીશ મુલક ઠેરવવામાં આવયો.

---

## પ્રકરણ ૩૬ મું.

હવે પોરટુગીઝ અને ડચ લોકોથી સીલોને શું ખોયું અને શું મેળવયુ તે આપણે તપાસી જઇયે. એ બે પ્રજાઓ પોતાનાં ભલાં ભુડાં કામની શી નીશાનીઓ અત્રે મુકી ગઇ છે તે આપણે જોઇ જઇએ.

ઇ૦ સ૦ ૧૫૦૫ થી ૧૬૫૮ સુધી ૧૫૩ વરસ પોરટુગીઝોએ સીલોનને-કાંસટા તરફના પ્રાંતોને પેતાના અમલ નીચે રાખયું હતું. તયાર બાદ ઇ૦ સ૦ ૧૬૫૮ થી ૧૭૯૬ એટલે ૧૩૮ વરસ સુધી ડચ લોકોએ એને પોતાની પાસે રાખયું હતું. બંને પ્રજાઓએ તેટલા માટે લગભગ એક સરખી હકુમત ભોગવી લીધી હતી. જો કે રાજ કરતી કોમ તરીકે તેઓ બંને ગુમ થઇ ગઇ છે તોપણ તે કોમ અત્રે રાજ કરી ગઇ છે તેની શું નીશાનીઓ રાખી ગઇ છે? પ્રથમ તો

પોરટુગીઝો પોતાનો ક્રીશ્ચીયન ધરમ આ દેશને હવાલે કરી ગયા છે, જે પણુ જીત પોરટુગીઝોએ મેળવી તેમાં તેઓની મુખ્ય નેમ પોતાના ધરમનો ફેલાવો કરવાની અને લોકોને વટલાવવાની હતી. દેશી શાહજાદાઓને મદદ કરવાને તેઓ ખુશી હતા. પરંતુ તે એવી શરતે કે પહેલા તેઓને બેપટીઝમ આપી રોમન કેથોલીક ધરમમાં દાખલ કરવા. પણુ એતો ખરી વાત છે કે જે નરમાસ અને ઉદારતા, એ લોકોનો ધરમ શીખવે છે તે ઉદારતાનો ઉપયોગ તેઓએ હંમેશ કીધો નથી. બાપડા સીંહલીઝ લોકોનો દેશ પચાવી પાડી, તેઓનું છુટાપણું લુંટી લઇ પાછળથી તેઓ તરફ જુલમથી વરતવું એ ખરેજ તેઓને શોભા આપે તેવું નથી, તેમ છતાં પોતાનો ધરમ દાખલ કરવાની જે મીઠી મુરાદ હતી તે આયંદે બર આવવા પામી. જે મેહેનત તેઓએ આગળ લીધી હતી તેનાં મીઠાં પરીણામો હજી પણુ ચાલુ છે. અને આજે પણુ (ઇ૦ સ૦ ૧૯૦૭ માં) આ દેશમાં બીજા સઘળા ક્રીશ્ચીયન કરતાં રોમન કેથોલીક ક્રીશ્ચીયનો વધારે હોવાનું માન પણુ એ લોકોથીજ છે.

પણુ અરે ? તે મહાતમા ગઉતમ બુધાના ધરમનું શું થયું છે ? જે ધરમની ઉંડી ફીલસુફીની વખાણુ આજે મોટા મોટા વીદ્દવાનો કરે છે. જે ધરમને માટે આજે યુરોપનાં લોકો ફીદા ફીદા થઇ જાય છે. જે ધરમમાંથી થીયોસોફીસટ પોતાનો મનપસંદ અરક ખેંચી કાઢે છે તે ધરમ લંકામાં આજે કેવી હાલતમાં છે ? અફસોસ કે એ ધરમ આજે મોટા ભાગ તરફથી તદન તજી દેવાતો ચાલ્યો છે. એ ધરમની ફીલસુફીથી વાકેફ અત્રે ઘણા થોડાજ હશે સાધારણુ કેળવણીવાળો વરગ જોકે એ ધરમ પાળે છે તોપણુ તે લોકો તદન ડામાડોળ સથીતીમાં છે. એક ઘરમાં રહેતાં કુટુંબમાં બાપ બુધીસટ, એક દીકરો રોમન કેથોલીક તો બીજો પ્રોટેસટંટ હોય છે. આગળના બુધીસટ તદન ભાજી તરકારી ખાનારા હતા. હાલના ગોસ, મચછી ખાનારા દારૂ તાડી પીનારા અને સેહેજમાં ગુસે થઇ જનારા છે. મારે અત્રે જણાવવું જોઇયે કે હજી પણુ કેટલાક ચુસત બુધીસટો છે જેઓ ભાજી તરકારીપરજ ગુજરાન કરે છે એટલુંજ નહી પણુ ઘી કે દુધ પણુ વાપરતા નથી.

હવે ડચ લોકોને તપાસો. એ લોકોએ એવું જાહેર કીધું કે જે દેશીઓ બેપટીઝમ લઇ પ્રોટેસટંટ ધરમમાં દાખલ થયલા હોય તેઓનેજ સરકારી નોકરી આપવી. એ લોકોએ વુલફેનડોલ ચરચ નામનું જે દેવળ બંધાવયું છે તેને લગભગ ૧૫૦ વરસ થઇ ગયાં છે તેમ છતાં હજી પણુ તે કોલબોમાં હયાતી ધરાવે છે.

પોરટુગીઝો પોતાની પાછળ પોતાની ભાશા પણ મુકી ગયા છે. કેટલાક સીંહલીઝ શબદો પોરટુગીઝ ભાશામાંથી લીધેલા હજી પણ ચાલુ છે. જેવા કે ઓરલોસુ એટલે ઘડીયાળ, આલ્પેનેટી–પીન, આરટાફ્લ–પોટેટો.

સીંહલીઝનો મુખય ભાગ વળી પોરટુગીઝ નામ પણ ધરાવે છે જેવાં કે પેરેરા, ડાયસ, સીલવા, ફરનાનડો, પીરીસ વગેરે.

વળી સીલોનમાં ડચની યાદગીરી કાંઇ ઓછી નથી. તેઓ પોતાનો રોમન–ડચ કાયદાનો વારસો સીલોનને માટે મુકી ગયા છે. આ કાયદો સીલોનમાં આજની ઘડી સુધી ઘણેક દરજે ચાલુ છે. કોલંબોથી પુતલમ સુધીની નેહેર ડચ લોકોના વખતની છે. પરદેશી ફળફળાદી અને વનસપતી ઉગાડવાની શરૂઆત પણ એ લોકોએજ કીધી હતી. ફીરંગી અને ડચ લોકોએ દેશના વતનીઓ સાથે જે વરતણુક ચાલાવી છે તેમાં કાંઇ ઝાઝો ફેર નથી. આગલાએ ધરમાંધપણામાં અને પાછલાએ પોતાના વેપારી લોભમાં દેશીઓને પજવનારા કાયદાથી પજવયા હતા. ટુંકમાં એઉની નેમજ ધરમનો વધારો કરી, ધનનો ઢગ કરવાની હતી.

## પ્રકરણ ૩૭ મું.

ઇ૦ સ૦ ૧૭૯૬ માં જયારે સીલોન બ્રીટીશ હકુમત હેઠળ આવયું તયારે એ દેશનો ભવીશનો કારોબાર કેવી રીતે ચલાવવો તે વીશે ચીંતા થઇ પડી. ઇંગલંડની સરકારની મરજી સીલોનને ઇંગલંડના રાજાની સીધી સત્તા નીચે મુકવાની થઇ. પણ વખતે ઇંગલંડ અને હોલંડની લડાઇ પુરી થયે સીલોનને પાછું દચના સવાધીનમાં કરવું પડે એવી બીકથી એ ટાપુને થોડા વખત માટે ઇસટ ઇંડીયા કંપનીના આશરા હેઠળ મુકવામાં આવયો. સીલોનને મધરાસ ઇલાકાનો ભાગ ગણી મધરાસના ગવરેનરની દેખરેખ હેઠળ મુકવામાં આવયો. કાનડીના રાજા અને બ્રીટીશ સરકાર તરફથી અરસપરસ એલચીઓ મોકલી એઉ જણ વચે દોસતીના કોલકરાર કરવામાં આવયા. અને મધરાસ સીવીલ સરવીસના મી૦ એંડરૂઝને સીલોનમાં આવેલા બ્રીટીશ પ્રાંતોના કર ઉઘરાવવા પર દેખરેખ રાખવા મોકલવામાં આવયો. એણે આગલી રૂઢીમાં ફેરફાર કરી મધરાસની રીતીએ કર ઉઘરાવવા માંડયો. એ કામમાં મદદ કરવાને મધરાસથી એટામીલ મદદનીશોને લઇ આવયો. એ દુભાશીઆઓએ પોતાને મળેલી તકનો લાભ લેઇ લોકોને ચોતરફથી નીચોવવા માંડયાં, કુદરતી રીતે અદેખાઇ અને અસંતોશ ઉભરી આવયો અને ઇ૦ સ૦ ૧૭૯૭માં બળવો ઉભો થયો. એ બળવાને કાંઇક

મુશકેલીએ સમાવી દેવામાં આવયો. બળવો કેમ થવા પામયો તેની બાબતમાં તપાસ ચલાવતાં જુની રીતને પાછી ચાલુ કરવામાં આવી. જયારે જયોરજ ત્રીજાના મુખય વજીર મી૦ પીટના કાનપર આ ફરીઆદ જવા પામી તયારે તેણે સીલોનને ઇસટ ઇંડયા કંપનીના હાથમાંથી એકદમ લેઇ, ઇંગલંડની સીધી સત્તા નીચે મુકવાનો ઠરાવ કીધો. એ પ્રમાણે ઇ૦ સ૦ ૧૭૯૮ માં સીલોનને ક્રાઉન કોલોની જાહેર કરવામાં આવયું. ક્રાઉન કોલોનીનો કારોબાર ઇંગલંડની બાદશાહી સરકાર, ગવરનર અને લેજીસલેટીવ કાઉનસીલ મારફતે જાતે ચલાવે છે. એ લેજીસલેટીવના સભાસદોની ચુંટણી લોકો તરફથી નહી પણ ગવરનર તરફથી કરવામાં આવે છે.

સીલોનના પેહેલા ગવરનર તરીકે તેથી કરીને આનરેબલ ફરેડરીક નોરથની નેમણુક કરવામાં આવી. જેણે અત્રે આવી ધણાક મધરાસ સીવીલીયનો જેઓ આ સંસથાનનો પોતાની નાલાયક ચાલથી નાશ કરતા હતા તેઓને રૂખસદ આપી.

એજ વરસમાં ઇ૦ સ૦ ૧૭૯૮ માં રાજધીરાજસીંહ કાંઇ પણ વારસ વગર મરણ પામયો. પીલામેતળાવ નામનો એના અડીગારે (વજીર) તેથી કરીને કનેસામી નામના મલબારીને કાંડીની ગાદીપર બેસાડવાની બાજી રચી. એ કને સામી આગળા એકાદ રાજાની બાયડીનો ભાણેજ થતો હતો. પણ એના કરતાં નજદીકના હકદારો જીવતા હોવાથી ગાદી ઉપરનો એનો હક તદન ગેરવાજબી હતો; વળી એ નાદાન અને કેળવણીથી ખાલી હતો. એનામાં સમા.લી એ ખામીઓથી પીલામેને પોતાનું કામ કહાડવાની તક મળી. એનો વીચાર એને પોતાનું હથીયાર બનાવી પાછળથી ગાદી પચાવી જવાનો હતો. ગાદીએ આવતાં કનેસામીએ પોતાનું નામ શ્રી વીક્રમરાજા સીંહ રાખયું.

રાજા ધીરાજસીંહના ધણા નજદીકના સગાંઓને કેદ કરવામાં આવયા અને નાયબ અડીગાર જે ઉપલા દાવાદારોને વફાદાર રહયો હતો તેને પીલાંમાએ મારી નાખયો. વળી આગલા રાજાની પટરાણીનો ભાઇ અને હકદાર ગાદીવારસ મુતુસામી બ્રીટીશની પનાહ મેળવવા નાસી ગયો.

હવે પીલામેએ ગવરનર નોરથ સાથે ખાનગી પત્ર વયવહાર શરૂ કરયો જે કામમાં બંને પક્ષ તરફથી આબરૂદારીથી કામ કરયું હોય તેવું જણાતું નથી. પીલામેએ મલબારી સામેનો પોતાનો ધીક્કાર, અને સીંહલીઝ રાજનો ધણી થવાનો પોતાનો ઇરાદો જાહેર કરયો. એણે રાજાને પદભરશટ કરી મારી નાખવાનું કાવતરૂં રચયું અને ઈંગ્રેજ સરકાર જો એ યોજનામાં મદદ કરે તો એ સરકારનો પોતે ખંડીયો રાજા થવાનું કબુલ કરયું. મી૦ નોરથ મજકુર કાવતરાં ભરેલી માગણીઓ પાળવાને કબુલ થયલો કહેવાય છે પણ તે એવી શરતે કે રાજાને

મારી નહી નાખતાં જીવતો પકડવામાં આવે. આ ઉપરથી એવું ઠરાવવામાં આવયું. કે એક એલચીને કોલકરાર કરવાના ઢોંગે કાંડી માકલી, ઉપલી યોજનાને અમલમાં મુકવાને પુરતાં લશકરને પણ મોકલી આપવું.

જનરલ મેકડોનલડને એલચી બનાવી ઇ. સ. ૧૮૦૦ માં બે હજાર છડી સવાર સાથે કાંડી મોકલવામાં આવયો પણ રાજાને એટલા બધા છડીસવાર આવતા જોઈ શક પડી ગયો અને તેથી તેણે તે સરદારને ફકત થોડાજ માણસ સાથે દાખલ થવાની રજા આપી જેમ થવેથી રચેલી બાજી નીશફળ ઉતરી અને તેટલા માટે વધુ સારી તક આવે તયાં સુધી થોભવાનો વીચાર કરવામાં આવયો.

આ તક તુરતજ મળવા પામી, કારણ કે પીલામેનો વીચાર બ્રીટીશોને જેમ બને તેમ ખીજવી લડાઇમાં ઉતરવાની ફરજ પાડવાનો હતો. એણે વીચારયું. કે જો લડાઇ થવા પામે તો પછી રાજાને મારી, ગાદીનો ધણી પોતે થતાં વીલંબ લાગશે નહી. આ કામ પાર પાડવાને મનાર અને નીગંબોના લોકોને એણે બ્રીટીશ સામે ઉશકેરી મુકયા. વળી રાજા આગળ નોરથ વીરૂધ અને નોરથ આગળ રાજા વીરૂધ બોલી તુમડાં અડડાવી મારવાનું એણે શરૂ કીધું. છેવટે એણે કેટલાક મુર લોકો જેઓ કાંડીથી પુતલમ પાછા ફરતા હતા તેઓની મીલકત જપત કીધી.

આ લોકો બ્રીટીશ રઇયત હતી તેથી મી૦ નોરથે ગયેલી નુકશાની ભરી આપવાની માગણી કીધી. આ માગણીને ના પાડવાથી લડાઇ જાહેર કરવામાં આવી. જનરલ મેકડોનલડ અને કરનલ બારબટે ૩૦૦૦ માણુશનાં ભેગાં લશકર સાથે કાંડી પર ચઢાઇ કરી. જયારે તેઓ અંદર આવી પુગયા તયારે તેઓએ કાંડીને લોકોથી ખલાસ થઇ પડેલું અને પીલામે અને રાજાને નાશી ગયેલા જોયા. જનરલ મેકડોનલડે આ ઉપરથી મુતુસામીને રાજા ઠેરવી તેની સાથે કોલકરાર સહી કીધા. એની રૂએ કાંડીમાં બ્રીટીશ લશકરનું એક જબરૂં થાણું રાખવાનું નકકી થયું.

આ સઘળો વખત પીલામેએ બ્રીટીશ સાથે ખાનગી પત્ર વહેવાર રાખયો હતો પણ તેઓએ મુતુસામીને રાજા બનાવયાથી એ નીરાશ થઇ ગયો તેની નીરાશીમાં એણે બ્રીટીશો પર વેર લેવાનો ઠરાવ કરયો. એણે ગવનરને જણાવયું કે જો થોડાક બ્રીટીશ લશકરને હંગુરાનકેતે મોકલવામાં આવે તો એ રાજાને પકડી તેઓને હવાલે કરી દેશે. કરનલ બેલીની સરદારી હેઠળ મોકલેલા ૮૦૦ માણસોને ઘણા વીકટ પહાડી રસતાઓ વચેથી દોરવી લઇ જવામાં આવયા. જયારે તેઓ હંગુરાનકેતે આવી પુગયા તયારે રાજા નાસી ગયો હતો. કરનલ બેલી કાંડી ખાતે પાછો ફરયો, પરંતુ અડીગાર એનાં લશકરનો છુપી રીતે નાશ ઇચછતો હતો એમ એને મજબુત શક ઉપજયો. જે બ્રીટીશ પલટનને કાંડીમાં

છોડવામાં આવી હતી તેમાંનો મુખ્ય ભાગ કોલંબો ખાતે પાછો ફરવાથી બાકીનો ભાગ ઘણી ધાસતીમાં આવી પડયો. ઇંગ્રેજોના મલે (Malay) સીપાહો વળી કાંડીયન સાથે મળી જવાથી તેમજ માંદગીથી બ્રીટીશ સોલજરોનાં મરણ નીપજવાથી લશકરમાં મોટો ઘગાડો થઇ ગયો. દવાખાનાં દરદીથી ભરાઇ ગયાં.

આ તકનો લાભ લઇ ઇ૦ સ૦ ૧૮૦૩ અને તા૦ ૨૪ મી જુને બ્રીટીશો ઉપર એક હુમલો કરવામાં આવયો. ઇંગ્રેજોની બાજુ નબળી હોવાથી મેજર દેવીએ શરણે જવાનું કબુલ કીધું પણ તે એવી શરતે કે મુતુસામી અને ઇંગ્રેજ લશકરને હથીયાર સહીત કાંડીમાંથી કુચ કરી જવા દેવા અને હોસપીટલના બીમારોની માવજત તેઓને બીજે ઠેકાણે લઇ જવામાં આવે તયાં સુધી કરવી. આ શરતો કબુલવામાં આવવાથી સાંજનાં પાંચ વાગે લશકરે કુચ કરવા માંડી. મેજર દેવી લશકર સાથે મહાવીલી ગંગાના કીનારાપર આવી પોહોંચયો. ભારી વરસાદને લીધે નદી જોસમાં હોવાથી સરદારને અત્રે થોભવાની જરૂર પડી. આ વખતે રાજાના એપીયા તયાં આવી પુગયા અને કહેવા લાગયા જે જો મુતુસામીને તેઓને હવાલે કરવામાં આવે તો તેઓ ઇંગ્રેજોને માટે મછવા પુરા પાડશે. પેહેલાં તો આ માગણી દેવીએ નામંજુર કીધી પણ પાછળથી વીચાર ફેરવીને મુતુસામીને રાજાના માણસોના હાથમાં સોંપવા કબુલ થયો, બાપડા મુતુસામીને કાંડી લઇ જઇ ગરદન મારવામાં આવયો. હવે મેજર દેવીનો વારો આવયો. કબુલેલી બોટો આપવામાં નહી આવતાં, કાંડીયન લોકોએ ઉલટા તેઓને ચોતરફથી ઘેરી લઇ, હથીયાર છીનવી લઇ એકદમ કાંડી પાછા ફરવાનો હુકમ કીધો. શરમ સાથે તેઓને તે પ્રમાણે કરવુંજ પડયું; થોડેક રસતે ગયા કે તેઓને થોભાવવામાં આવયા અને મલે સીપાહોને ઇંગ્રેજોની નોકરી તજી દેવાને ફરમાવયું જે લોકોએ એમ કરવાની ના પાડી તેઓને ગરદન મારવામાં આવયા.

આ પછી ઇંગ્રેજોનો વારો આવયો. જેઓમાંથી બબે જણને એકએકથી દુર લઇ જઇ વીક્રમ રાજાસીંહની નોકરીમાં રહેલા કાફરોએ મારી નાખયા. ફકત આ ખુનરેજીમાંથી મેજર દેવી, કેપટન રમબી અને કોરપોરલ બારનસલી બચી જવા પામયા. મેજર દેવી અને કેપટન રમબીને નજર કેદ કરવામાં આવયા હતા જયાં તેઓ પાછળથી મરણ પામયા. મલે લોકોના કેપટન નુરૂદીન અને તેના ભાઇને પણ રાજાની હજુરમાં કેદ પકડી લઇ જવામાં આવયા. દેશના રીવાજ પ્રમાણે ગુંઠણ મંડી પડી નમન કરવાને અહીગારે તેઓને કહયું પણ તેઓએ તેમ કરવાની ના પાડી તયાર પછી રાજાએ પોતાના મલે લશકરની સરદારી લેવાને પુછયું આપણ તેઓએ ના પાડયું કારણકે તેઓએ ઇંગ્રેજોને વફાદાર રહેવાને કબુલાત આપી હતી. તેઓનો આ જોસ અને જુસ્સો ઉતારવાને

રાજાએ તેઓને ૧ મહીનો સુધી કેદ રાખી જોયા પણ જ્યારે તેઓ ના ઉપરથી હા થયા નહી તયારે નાચારીએ ગરદન મરાવવામાં આવયા.

જ્યારે ઉપલી વીગતો કોલંબોમાં જાહેર થઇ તયારે લોકોમાં ભારે હોહોકાર થઇ રહયો. ઈંગ્રેજોએ તુરતાતુરત કીલ્લો લેવાનો ઠરાવ કીધો પણ પોતાની પાસે પુરતાં માણુસો નહી હોવાથી આ વખતે ગમ ખાઇ ગયા.

---

## પ્રકરણ ૩૮ મું.

કાંડીનો પહાડી દેશ એકવાર ફરીથી પોતાના હાથમાં આવયાથી અને બ્રીટીશોની ખુનેરેજી ચલાવી ફતેહ મેળવયાથી કાંડીયન રાજાને બેહદ ખુશાલી પેદા થઇ. ખરૂં પુછાવો તો લંકાનો એ ટીપુ સુલતાન એટલો તો ફુલાઇ ગયો કે એણે બ્રીટીશો ઉપર એક બીજો હુમલો કરી, દેશમાંથી તેઓને સદંતર હાંકી કહાડવાનો વીચાર કરયો. એણે માતરા, ચીલાવ, પુતલમ, કોટીયાર, મનાર વગેરે ભાગનાં લોકોને ઉશકેરી બંડ મચાવયું. ઇ૦ સ૦ ૧૮૦૪ અને તા૦ ૬ ઠી સપટેમબરે હનવેલે આગળ એક લડાઇ થવા પામી. જેમાં રાજાની હાર થવાથી તે નાસી ગયો.

ઇ૦ સ૦ ૧૮૦૫ માં નોરથની જગયાએ સર ટોમસ મેટલંડ સીલોનનો ગવરનર નેમાયો. એની પછી ઇ૦ સ૦ ૧૮૧૨ માં સર રોબરટ બ્રાઉન રીગની નેમણુક થઇ. આ છેલ્લા ગવરનરના વખતમાં પ્રોટેસટંટ મીશનરીઓ આ દેશના વતનીઓને વટલાવવાના મુખય હેતુથી અત્રે આવવા લાગયા.

કાંડીનાં રાજ તરફ નજર કરી જોતાં ચોતરફ જુલમાટ વરસી રહયો હતો. રાજા, રઇયતને તેમજ સરદારોને બહુ પજવવા લાગયો હતો. એણે લોકોને મજુરી આપયા વગર વેઠે કામ કરાવવા માંડયું. કાંડીનું તળાવ પણ એવી રીતે વેઠની મજુરીથી બાંધવામાં આવયું હતું. એજ વખતે (Dissave of seven Korales) સાત કોરાલેનો દીસાવે મરણ પામવાથી રાજાએ જુના રીવાજ પ્રમાણે એક જણને દીસાવેનો હોદ્દો આપવાને બદલે પોતાના બીજા અને ત્રીજા અડીગાર એહીલાપોલા અને મોલીગોડ વચ્ચે તે પ્રાંતોની વહેંચણી કરી આપી. આ ફેરફારથી લોકોમાં અંતોશ પેદા થયો અને પરીણામમાં લોકોએ બંડ ઉઠાવયું. આ તકનો લાભ લઇ પીલામેએ રાજાને વચન આપયું કે જો એ પ્રાંતની સુબાગીરી તેને અને તેના ભાણેજને આપવામાં આવે તો લોકોને તે શાંત કરી શકશે. આ પ્રમાણે કરવામાં આવયાથી બંડ બીલકુલ સમી ગયું. પણ રાજા દીવસે દીવસે મજકુર પીલામે ઉપર બહુ શંકીલો અને અદેખો થતો ગયો.

તેવીજ રીતે પીલામેનો ધીક્કાર પણ રાજાની સામે વધતોજ ચાલ્યો. બનયું એમ કે પીલામેએ, પોતાના દીકરાને કીરતીશ્રીની પુત્રી સાથે પરણાવવાની માંગણી કીધી. આ ઉપરથી રાજાને મજબુત શક ગયો કે પીલામેભાઇ રાજ મેળવવાની બાજી રમે છે. તેથી કાંઇ એક બહાનું કાઢી એને ઓધા ઉપરથી એકદમ બરતરફ કરવામાં આવયો. એમ થવાથી પીલામેએ રાજાને મારી નાખવાનું કાવતરું રચયું પણ તેમાં પકડાઇ જવાથી ઇ૦ સ૦ ૧૮૧૨ માં તેને ગરદન મારવામાં આવયો.



## પ્રકરણ ૩૯ મું.

પીલામેના ભાણેજ એહીલાપોલને મુખય અડીગાર તરીકે અને મોલીગોડેને નાયબ અડીગાર તરીકે નેમવામાં આવયા. પહેલાંથીજ આગલાને માટે રાજા શકની નજરથી જોતો હતો. પણ તે શક તેણે પ્રથમ જાણવા દીધો નહી. પણ જયારે રાજાનાં લગનપર એહીલાપોલાએ પોતાના શેઠને માટે ભેટ મોકલી અને રાજાએ તે ભેટ નાલાયક ગણી પાછી વાળી તયારેજ ખરી બીના બહાર આવી.

જે સબરગામુવ પ્રાંતની સુબાગીરી એહીલાપોલ ચલાવતો હતો તે ભાગમાં એ બહુ લોકપ્રીય થઇ પડયો હતો. એની ઝાઝી લોકપ્રીયતાથી રાજાને ઝાઝો વહેમ ઉપજવા લાગયો કે તે ખરેખર રાજની સામે કાવતરું રચવા માંગે છે. તેથી તેણે એહીલાપોલ સામે કેટલાક આરોપ મુકી કાંડી ખાતે એકદમ પાછા ફરવાનો હુકમ કીધો. આ હુકમને માન નહી આપવાથી, રાજાએ એ મુખય સુબાનો ઓધો છીનવી લઇ, તેનાં કુટુંબને કેદી બનાવી મીલકતને જપત કરી દીધી. તયાર પછી મોલીગોડ જેણે રાજાને એહીલાપોલની સામે ઉશકરેલો સમજાય છે તેને મુખય અડીગાર નેમવામાં આવયો. એને એહીલાપોલને પકડવાને સબરગામુવ મોકલવામાં આવયો પણ તે તયાંથી નાસી જઇ બ્રીટીશનાં રક્ષણ હેઠળ જતો રહેવાથી મોલીગોડે કેટલાક કેદીઓ સાથે કાંડી પાછો ફરયો. જયારે રાજાએ જાણયું કે તેનો દુશમન નાસી ગયો છે તયારે તેની નીરાશાનો પાર રહયો નહી. આ નીરાશાની ઝનુનમાં એહીલાપોલના જેટલી દોસતદારો રાજાની નજરમાં આવયા તે સઘળાઓને ગરદન મારવામાં આવયા.

એ સઘળું છતાં, એહીલાપોલનાં કુટુંબ ઉપર જે સીતમ ગુજારવામાં આવયો, જે કીનો લેવામાં આવયો તેનું વરણન જયારે કરવું પડે છે તયારે શરીરમાં ખરેજ કંપારી છુટે છે. આ દયાહીણ ચીત્ર નીચે મુજબ છે.

## કૅન્ડીયન સ્ત્રી. ( સીંહલીઝ )




(જેની બાબત પ્રકરણ-૩૯ માં આવેલી છે.)

કીનાથી ભરપુર થયલા, દયાની જરાપણ લાગણી વગરના તે સીસોનના સીતમગર અફ્રાશીયાએ નાસી ગયલા એહીલાપોલની જગયાએ તેનાં કુટુંબ ઉપર પોતાનો કીનો ખાલી કરવાનો વીચાર કીધો. તે જુલમગારે એહીલાપોલની બાયડીને છોકરાંને અને તેના ભાઇ અને ભોજાઇને મોતની શીક્ષા ફરમાવી, છોકરાં અને ભાઇને ગરદન મારવાની અને સ્ત્રીઓને ડુબાડી મુકવાની સજા કરવામાં આવી. એહીલાપોલની ઓરત અને બચાંઓને સ્ત્રી દરોગાના પોહોરા નીચે બોલાવી, રાણીના મેહેલની સામે જલાદોને સવાધીન કરવામાં આવયાં. આ બાનુએ પુરતી હીમતથી પોતાનું, પોતાના ધણીનું અને બચાંનું નીરદોશપણું જાહેર કરયું, પણ તેજ વખતે તેણીએ રાજાની પાસે આજીજીથી માંગી લીધું કે તેણીનો તેમજ તેણીનાં વાહાલાં બચાંઓનો જીવ લઇ, તેણીના પતીનો જીવ ઉગારવો. આ પ્રમાણે પોતાના ઉદગારો મોટે સાદે બહાર કાઢી, તેણીએ પોતાના વડા દીકરાને મોતને શરણ થવા જણાવ્યું. તે ૧૧ વરસનો નાદાન છોકરો ગભરાઇ જઇને રડતો રડતો પોતાની માતાને વળગી પડયો. તેણીનો બીજો દીકરો જે ફકત ૯ વરસનો હતો તે બહાદુરીથી આગળ આવયો અને પોતાના ભાઇને હીંમત પકડવા કહયું. એમાં ડરવાનું શું છે? કેવી રીતે મરવું તે હું તને બતાવું છું! એટલું બોલી તેણે પોતાનું ડોકું જલાદને હવાલે કરયું. જેણે તલવારનાં એક ફટકે તે પહેલવાની બાળકનું શીર શરીરપરથી જુદું કરયું. લોહીના રેળાથી ભરપુર તરતનાજ કપાયલાં તે ડોકાંને એક ખાંડણીમાં નાખવામાં આવયું અને તે કંગાળ માતાના હાથમાં બતો આપી તે ડોકાંને છુંદવા જણાવયું. જો તે પ્રમાણે નહીં કરવામાં આવે તો ઘણી શરમ ભરેલી રીતે તેણીને રીબાવીને, ધાતકી રીતે મારી નાખવામાં આવશે એમ જણાવયું. આ અપજશ દુર કરવાને તે કંગાળ ભાન ભુલી સ્ત્રીએ ખરેજ તે બતાને હાથમાં લઇ ખાંડણીમાં પટકયો. એક પછી એક તેણીનાં બાળકોને કબજે કરવામાં આવયાં અને એક પછી એક તે સ્ત્રીના હાથથી છુંદાવવામાં આવયાં. ખરેજ આ દયાહીણ ચીત્ર રજુ કરતાં શરીરમાં કંપારી પેદા થાય છે. એક બાળક તો તદનજ દુધમલ હતું અને તેટલા માટે તે નીરદોશ બચાંને તે માતાનાં થાન પાસેથી, ગરદન મારવાને માટે ખેંચી કાઢવામાં આવયું. જેવું તે શીરને શરીરમાંથી જુદું પાડવામાં આવયું તેવુંજ તેમાંથી તુરતનું ધાવેલું દુધ લોહીની સાથે બહાર નીકળવા લાગયું. આ શોકાતુર બનાવ દરમયાન, જે લોકો આ શીહા કારયને જોવાને ભેગાં થયાં હતાં તેઓ સઘળાં પોતાની લાગણીઓ દાબી નહી શકવાથી મોટે સાદે રૂદન કરવા લાગયાં. પાલીહાપને દીસાવે ઉપલા દયાહીણ દેખાવથી એટલો તો હેબતાઇ ગયો કે તે બીચારો બેસુધ થઇ જમીનપર પછડાઇ પડયો તેની આવી નબળાઇને લીધે તેને એકદમ બરતરફ કરવામાં આવયો. લોકો આ બનાવથી એટલાં તો દુખી અને

શોકાતુર બની ગયાં કે તે જુલમગાર જોહાકની દરબાર સીવાય દરેક જણે બે દીવસ સુધી અપવાસ પાળી બીલકુલ ચુલો સળગાવયો નહી હતો.

તે ગરીબ બાળકોને કબજે કરયા પછી તે કંગાળ માતાને પણ દુખમાંથી છુટકારો કરવામાં આવયો. તેણીને પોતાની જોડાણી સાથે બોગામબરાનાં તળાવમાં નાંખી દુબાડી દેવામાં આવી.



## પ્રકરણ ૪૦ મું.

સર રોબટર બ્રાઉનરીગે એહીલાપોલની ઉપર પડેલા ગજબથી દીલગીર થઇ દીલાસો દીધો અને પોતાથી બની શકે તેટલી મદદ આપવાને કબુલ થયો. પણ તેણે જણાવયું કે જ્યાં સુધી કાંડીના લોકો તરફથી તેને ખાત્રી આપવામાં આવે નહી કે તેઓ કાંડીના જોહાકથી છુટાં થવાને રાજી છે તયાં સુધી તે કાંઇપણ પગલાં ભરી શકશે નહી. એવી ખાત્રીની કાંઇ ઝાઝી જરૂર રહી નહી. કારણ કે એહીલાપોલની પાછળ બીજા સરદારોએ પણ કોલંબો આવી ગવરનરને કાંડી ઉપર હુમલો કરવાની અરજ કીધી. પણ રાજા પોતેજ બ્રીટીશ ઉપર હુમલો લઇ આવશે એમ ગવરનર જાણતો હોવાથી તેઓને થોડો વખત થોભવા જણાવયું. એહીલાપોલની સામે મેળવેલી ફતેહથી રાજા ફુલાઇ ગયો અને બ્રીટીશો તેનાથી બીહેછે એમ ગુમાન રાખવા લાગયો.

આ વખતે બનયું એમ કે ૧૦ દેશી વેપારીઓ જેઓ બ્રીટીશ રઇયત હતા તેઓ કાંડી તરફ વેપાર અરથે ગયા હતા. તયાં તેઓને એકાએક પકડી લેવામાં આવયા અને રાજાના ઓરડરથી નાક, કાન, હાથ કાપી નાંખી બહુ શરમ ભરેલી રીતે તેઓને દુઃખ દેવામાં આવયું. પરીણામમાં દશમાના ૭ જણ મરણ પામયા અને બાકીના ત્રણને કોલંબો તરફ હાંકી મુકવામાં આવયા. તેઓની દીલ ઉશકેરનારી વાત સાંભળી ગવરનરે એકદમ લડાઇ જાહેર કીધી. લડાઇ જાહેર કરવાનું બીજું કારણ એ મળયું કે કાંડીયન લોકોએ સીતાવક નદીની હદ ઓળંગી બ્રીટીશ રઇયતને લુટવા માંડી હતી.

ઇ૦ સ૦ ૧૮૧૫ ની તા૦ ૧૦ મી જાનેવારીએ સર રોબરટ બ્રાઉનરીગે એક ઢંઢેરો પીટાવયો અને શ્રી વીક્રમરાજાશીંહની સામે શા માટે લડાઇ કરવામાં આવે છે, તેના કારણો જાહેર કરયાં. આ ઢંઢેરામાં ખુલ્લું જણાવવામાં આવયું, કે લડાઇ કાંડીયન લોકોની સામે લડવામાં આવનાર નથી, પણ જે જુલમગાર તેઓને રીબાવે છે, તેની સામે લડવામાં આવનાર છે. દરેક નીતીશાસ્ત્ર અને ધરમશાસ્ત્રના કાયદાનું અપમાન કરી મનુશય જાતીની નજરમાં તે જુલમગાર

એક જાતના તીરસકારનું સ્વરૂપ થઇ પડયો છે. જ્યાં લગી કાંડીયન લોકો તેઓની સામે થશે નહી તયાં લગી તેઓના જાનમાલનું સંપુરણ રક્ષણ કરવાનું ગવરનરે વચન આપયું. વળી વધારામાં ખાતરી આપવામાં આવી કે તેઓના ધરમને માનની નજરથી જોવામાં આવશે, તેઓના સરદારોની પદવી અને દરજજો આગળનીજ માફક ચાલુ રાખવામાં આવશે અને તેઓના પુરાણા ધરમસ્થાનો અને કાયદા કાનુનોને જારી રાખવામાં આવશે.

બીજે દીવસે એટલે ૧૧ મી જાનેવારીએ બ્રીટીશ લશકરે કુચ કરવા માંડી અને ૧૪ મી ફેબરવારીને દીને કાંડીમાં ખુશાલી સાથે આવી પુગયું. તેઓની સામે થાય તેવું કોઇ પણ જણાયું નહી કારણ કે પ્રજાનો મુખય ભાગ રાજાને ધીક્કારતો હતો. એક પછી એક એમ દરેક સરદાર મોલીગોડે સહીત રાજાને તજી દેતા ગયા અને જે માણુસો રાજાની આગળ તેની હાર થવાની ખબર લઇ ગયા તેઓને ગરદન મારવામાં આવયા. છેવટે બ્રીટીશો નજદીક આવેલા જોઇ રાજા જાગરૂત થયો અને પોતાના થોડાક ખીદમતગારો સાથે દમબારા ખાતે નાસી ગયો અહીઆં એને એક ગુફામાંથી પકડવામાં આવયો. પકડીને તે કેદી રાજાને બ્રીટીશ સરદાર John D'oylyના હસતક સોંપવામાં આવયો જેને તેને રાજાને છાજતુ માન આપી કાંડી ખાતે સહીસલામત લઇ આવયો.

કાંડીના audience Hall (હાલનુ District court) માં આ પછી દેશના પ્રતીનીધીઓની એક સભા ઇ૦ સ૦ ૧૮૧૫ અને તા૦ ૨ જી મારચને દીને બોલાવવામાં આવી. સર રોબરટ બ્રાઉનરીગે પ્રમુખની ખુરસી લીધી અને બીજા કાંડીયન સરદારોએ પોતાની પદવી પ્રમાણે જગ્યા લીધી. પહેલો પણ એકલો અટુલો એહીલાપોલ દાખલ થયો જેને ખાસ માન આપી ગવરનરે પોતાના જમણા હાથપર જગયા આપી. સલાહના કોલકરાર ઇંગલીશ તેમજ સીંહલીઝ ભાશામાં વાંચવામાં આવયા અને સઘળાઓ હાજર રહેલાઓ તરફથી તે યથાવીધી સ્વીકારવામાં આવયા. આ તહનામાથી શ્રી વીક્રમરાજાસીંહને રાજ પદભ્રષ્ટ કરવામાં આવયો અને કાંડીયન રાજને બ્રીટીશ શેહેનશાહતમાં આવેલું જાહેર કરવામાં આવયું.

આ પછી બ્રીટીશ ધજાને ઉંચે ચઢાવવામાં આવી અને તોપોના ધડાકાએ કાંડીની અંદર તેમજ કુલ સીલોનની અંદર બ્રીટીશ રાજયની સ્થાપના જાહેર કીધી. સીંહલીઝ સવતંત્રતાની હવે આખેરી આવી. અને બે હજાર ત્રણુસો અઠાવન વરસનું પુરાણું રાજ સદાને માટે એક પરદેશી હાથમાં જઇ પડયું. શ્રી વીક્રમરાજાસીંહને શરૂઆતમાં મધરાસ અને ત્યાર પછી વેલોર ખાતે રાખવામાં આવયો જયાં તે ઇ. સ. ૧૮૩૨ માં મરણ પામયો.

# પ્રકરણ ૪૧ મું.

જેમ પારસીઓને માથે હાલમાં ઇશ્વર ઇચ્છાથી કોઇ પણ જરથોસતી રાજ કરતા રહયો નથી તેવીજ રીતે સીંહલીઝ લોકોને માથે પણ રહયો નથી એમાં નીરાશ થવાનું કશું કારણ નથી કારણકે ઉદય અસત, ભરતી ઓટ, ચઢતી પડતી પ્રમાણે કુદરતનો અચળ કાયદો પોતાનું કામ કરયા જવાનો અને તે કાયદાને નમવા સીવાય ઇનસાનને છુટકો નથી.

આ ઇતીહાસ હવે પુરો કરતાં, ગુજરાતી હીંદીવાનોને એક માનપુરવક સુચના કરવાની રજા ચાહુંછું. ઘણાકોને માલમ હશે કે જાપાનીસ લોકોને જાપ તરીકે બોલાવવાથી તેઓની લાગણી દુખાય છે. તેમજ એંગલો ઇંડયનને ફીરંગી તરીકે બોલાવવાથી તેની લાગણી દુખાય છે. તેવીજ રીતે આપણે, સીંહલીઝ અને તમીલ લોકોને ચીંગલા અને તમલા નામથી બોલાવીયે છીયે તે આપણને માટે શોભા ભરેલું નથી. શા માટે કોઇપણ પારકી જાતને તોછડાઇથી બોલાવવી જોઈયે ? કેળવણીના પ્રકાશથી આપણે દીનપરદીન સુધરતા જઇયે છીયે એમ આપણે માનયે છીયે તયારે સુધરેલા ભાઇબંધોને સેવકની નર્મ અરજ છે કે સીલોનના વતનીઓને તોછડાઇથી નહી બોલાવતાં ઇજતથી બોલાવવા.

ઇ૦ સ૦ ૧૯૦૧ માં સીલોનની વસ્તીની જે ગણત્રી કરવામાં આવી હતી તે પ્રમાણે અત્રે મુખય જાતો નીચે પ્રમાણે છે:—

| | |
|---|---|
| સીંહલીઝ ૨૩૩૦૮૦૭. | વેદ્દા ૩૯૭૧ (જંગલી જાત) |
| તમીલ ૯૫૧૭૪૦. | બરગર ૨૩૪૮૨. |
| મુર ૨૨૮૦૩૪. | યુરોપીયન ૬૩૦૦. |
| મલે ૧૧૯૦૨. | પારસી (પુરૂશ) ૯૬. |
| | પારસી (સ્ત્રી) ૪૩. |

અત્રે સીંહલીઝ અને તમીલ લોકોના દેહેરા, મુર, મલે અને વોહરા ભાઇઓની મસજીદ, અને બરગર તથા યુરોપીયન લોકોના દેવળો હસતી ધરાવે છે. પણ મારે દલગીરી સાથે અત્રે નોંધ લેવાની ફરજ પડે છે કે સીલોનમાં હજી સુધી પારસી ભાઇઓને માટે અગીયારીની સ્થાપના થવા પામી નથી.



# અનુરાધાપુરા.

કોલંબોથી કંગેસનતુરૈ (જાફના) શ્રુ ત્રેન પોલ્ગાવેલા થઈને જાય છે તેજ ત્રેનમાં અનુરાધાપુરા પણ જવાય છે. આ પુરાણા બુધીસ્ત નગરને ભેટવાની અદના લેખકને બહુ લાંબા વખતથી હોંશ હતી તે હોંશ દયાળુ સાહેબે ઇ૦ સ૦ ૧૯૦૭ ની ૨૩ મી જુલાઈને દીને નહી ધારેલી રીતે પુરી પાડી તે માટે તે કીરતારનો હું આ ઘડીએ ફરીથી ઉપકાર માનું છું. કુરનગલાથી બપોરનાં ત્રણ વાગે ઉપડેલો રાતના સાડાનવ વાગે હું અનુરાધાપુરા આવી પુગ્યો.

અત્રેના બુધીસ્ત લોકો અનુરાધાપુરાને એક પવિત્ર પુરાણું શહેર તરીકે માન આપે છે અને તેથી કરીને મુખ્યતવે પુનમના દીવસે એ શહેરની મુલાકાતે તેઓ ઉતરી પડે છે. બહુ લાંબે વેરથી જાત્રાળુઓ દાગોબાનાં દર્શન કરવા આવે છે તેમાં સ્ત્રીઓનું પ્રમાણ વધારે હોય છે.

સેવકે તો રાતના સરકારી (Rest House) રેસ્ટ હાઉસમાં ઉતારો લીધો. એ શહેરનાં દર્શન થવાથી જીવ એટલો તો ખુશાલ બની ગયો કે રાતનું ખાણું પણ નહી લેતાં નીંદ માતાના ખોળામાં થોડાજ વખતમાં જઇ પડયો.

સવાર પડી. અને નજદીકમાંજ ટૉમ ટૉમ ઢોળ વાગવાનો અવાજ થવા લાગ્યો. રેસ્ટ હાઉસના બગીચામાં પક્ષીઓ મધુર અવાજે તે પેદા કરનાર સાહેબની વખાણ ગાવા લાગયાં. કાગડાઓ કૉ કૉ કરતા અહીંથી તહીં ઉડવા લાગયા. આહા! તે સવાર મને ઘણીજ ખુસ્નુમા લાગતી હતી.

એ શહેર જો કે ખંડીયર કહેવાય છે તે છતાં એની સીનરી આંખને ઠંડક આપનારી છે. એ શહેરમાં આગળ વીકાળ જાનવરોની ધાસ્તી રહેતી હતી પણ હાલમાં તેવું કાંઈજ નથી. જ્યાં નજર કરો ત્યાં પથરના થાંભલા ઉભા અને ઉભા દટાઇ રહેલા છે. ઘરનાં બારણાંનો ભાગ બારણાં વગર ખુલ્લો પડેલો છે. રાજ મેહેલો અને હમામખાનાં તદન ભાંગીને ભુકો થઈ ગયલી હાલતમાં રૂદન કરતાં પડેલાં છે. જ્યાં આગળ વાજીંત્ર ચાલતું હશે ત્યાં આજે મોત જેવી ચુપકીદી ચાલે છે. જેવી તે કીરતારની મરજી.

સાધારણ બોટના આકારની પથરની કરાઈ તદન સંપુર્ણ હાલતમાં પડેલી છે તેને વીશે પુછતાં ગાઇડ તરફથી એવો ખુલાસો મલ્યો કે એમાં આગળના યોધ્ધાઓ (પેહેલવાનો) કાંજી બનાવીને પીતા હતા. એક માણસ એ આખી બોટ એકલો પી જતો હતો. હશે ભાઇ, આગળના ભીમસેન અને રૂસ્તમ હવે થવાના છે?

અત્રે થુપારામા દાગોબા, રૂઆનવેલી દાગોબા, અભયગીરી દાગોબા, લંકારામા, જેતવનરામા વીગેરે દાગોબા આવેલા છે.

એ દાગોબા આગલા વખતની અનુરાધાપુરાની મોટાઈ રજુ કરે છે. એ દાગોબા મીનારા જેવા ઉંચા છે. અસલના રાજાઓએ પોતાની યાદગીરી જાળવવા ખાતર એ દાગોબા બાંધેલા હતા. એ દાગોબા ઉપર હજારો જાત્રાળુઓ પ્રદક્ષીણા કરવા આવે છે. દરેક જણ ગુંટણ મંડી બેસી બંદગી કરે છે તે દેખાવ જોનારને ઘણો ગંભીર લાગે છે.

અનુરાધાપુરાના સીંહલીઝ અને કોલંબો તરફના સીંહલીઝના પેહેરવેશમાં ફરક છે. અનુરાધાપુરાનો સીંહલીઝ ગામડીયન ખવાસનો ભોળો અને નરમ જણાય છે. અનુરાધાપુરાની ઓરતો શરીરના ઉપલા ભાગપર કોલંબોની ઓરતો પેઠે બદીઆન (ઑડી) પહેડતી નથી. પણ ફકત એક રૂમાલનો કટકો નાંખી મુકે છે જે કટકો પવનથી યા સાધારણ હીલચાલથી એ બાવા આદમના જમાનાની સ્ત્રીઓનો બચાવ કરી શકતો નથી. તેમ છતાં આપણી જોવાની શકતીમાં અને એઓની આંખમાં ફેર હોવો જોઇયે. કારણકે છાતી ખુલ્લું થઇ જવાનું ભાન તે લોકોને ઝાઝું થતું નથી. એ બાબતમાં મને તો એ લોકો નાદાન બચ્ચાં જેવાં નિર્વીકારી અને નીર્દોષ માલુમ પડયાં છે. એ તરફ વળી જે રોદીયા જાતની સ્ત્રીઓ આવે છે તે તો શરીરના ઉપલા ભાગને બીલકુલ ધાંકતી નથી.

અનુરાધાપુરાથી પાછો ફરતાં ટ્રેનમાં બુધીરત ઉન્નાન્સે (ધર્મગુરૂ) સાથે મેળાપ થવા પામ્યો. જેઓને રામ રાવણની તવારીખ વીશે પુછતાં પેહેલાં તો એ વીશે તેઓ કશું જાણતા નથી એમ ઢોંગ કીધા. પણ પાછળથી મને એવું જણાવવામાં આવ્યું કે એ તકરારી બાબત ઉપર તે લોકોથી વાદવીવાદ થઈ શકે નહી. એ ઉપર વધારે તકરાર ઉઠતાં મને જણાવવામાં આવ્યું કે રામ રાવણની વાત ખોટી છે. આ ઉપરથી મેં સવાલ કીધો કે શરૂઆતમાં તો તમે એ વાત બીલકુલ જાણતા નથી એમ કહયું અને હવે કહોછો કે એ વાત ખોટી છે તે તમે અભ્યાસ કર્યા વગર શા આધારે કહી શકો કે રામ રાવણની તવારીખ ખોટી છે? આ સવાલથી તે બાપડાને ચુપ થઇ જવું પડયું અને મેં પણ એ વાત ફેરવી નાંખી એ ઉપરથી એમ માલુમ પડે છે કે એ લોકોને હીંદુ ધર્મ તરફ અભાવ હોવો જોઇયે.



# બાવા આદમ પહાડ.

Adams Peak ( આદમ્સ પીક ) જેને સીંહલીઝ લોકો શ્રીપાધ કરીને કહે છે તેની ઉંચાઈ ૭૩૫૨ ફીટ છે. એ પવીત્ર પહાડ રત્નાપુરીથી ઉત્તર પુર્વે ૧૦ માઇલ દુર આવેલો છે. એ પહાડ ઉપર જવા માટે હૅટનથી પેહેલાં મસ્કેલીયા ટાંગામાં જવું પડે છે. એની ઉપર જે પગલું પડેલું છે તેને સીંહલીઝ લોકો બુધનું, મુસલમાન લોકો બાવા આદમનું, હીન્દુ લોકો સીવનું અને ક્રીસ્ટીયન લોકો સેંટ ટૉમસનું પગલું ગણે છે.

એ પગલું લંબાઇમાં ૫) ફીટ ૩॥ ઇંચ અને પોહળાઇમાં ૨) ફીટ ૫) ઇંચ છે. એ પહાડની ઉપર બુધીસ્ત તેહેવારના દીવસોએ મોટી જાત્રા ભરાય છે અને તેમાં અનેક દેશોથી જાત્રાળુઓ ભેગા થાય છે. જાત્રાના તેહેવાર જે જાન્યુઆરી મહીનાથી શરૂ થાયછે તે વખતે દેખાવ બહુ જોવા જોગ થઇ પડે છે. પુરૂષ અને સ્ત્રી, બુઢાં અને જુવાન, ગુરૂ કે યજમાન, રંક કે રાય સઘળાં ખુદાનું નામ લેતાં જીવતોડ મેહેનત કરતાં રસ્તો કાપે છે. એ પહાડ ઉપર ઠંડી બહુ પડે છે. થોડુંક ચઢવા પછી પુરાણી સાંકળો આવી પુગે છે. જે સાંકળો માટે એમ કહેવાય છે કે જ્યારે મહાન ઍલેકઝાંદર ઈ. સ. પુ. ૩૦૦ માં સીલૉનમાં આવ્યો હતો ત્યારે તેણે પહાડ ઉપર ચઢવાને માટે નખાવી હતી. ગમે તેમ હો પણ એ સાંકળો ઘણા પુરાતણ વખતની હોવી જોઇયે તેમાં તો શક નહી કારણકે માર્કોપોલો જે ૧૩ મી સદીમાં થઇ ગયો છે તે પણ તેનું વર્ણન કરે છે. એને જાત્રાળુઓ ધર્મની સાંકળ તરીકે ઓળખેછે. પહાડને મથાળે એક નાનું મંદીર આવેલું છે. આ જગ્યા આગળ એક બે બુધીસ્ત ધર્મગુરૂઓ એક નાનાં ઝુપડાંમાં રહેછે. અત્રે જાત્રાળુઓ પ્રદક્ષીણા કરી પુંજા કરેછે. આ ઠેકાણે એક ઘંટ પણ રાખવામાં આવેલો છે.

એ પહાડ ઉપર જે ખુદરતની ખુબી નજરે પડે છે તે ઉગતો સુરજ છે. એ વખતનો દેખાવ મુસાફરને બહુ આનંદી બનાવી દેછે. એ પહાડ ઉપર ચઢવું બહુ મુસ્કેલ છે. તેમ છતાં "મન ચંગા તો કથરોટમાં ગંગા" પ્રમાણે તે દયાળુ સાહેબ તમારી મુસ્કેલી આસાન કરશે. મસ્કેલીયાથી રાતનાં બાર વાગે ઉપડેલા તમો ટોંચ ઉપર સવારનાં પાંચ વાગે જઇ પુગશો.



# સીલૉનનો વેપાર.

સીલૉનની જમીન છીદ્રવાળી તેમજ ફળદરૂપ છે. આજ કાલ સીલૉનનો વેપાર કુદકે ને ભુસકે આગળ વધતો જાયછે. કૉફીના વેપારનો નાશ થવા પછી ચાહ તરફ ખેતીકારોનુ વધુ ધ્યાન ખેચાયું. હવે ચાહના વેપારના વધારા સાથે પ્લૅન્ટરનું ધ્યાન રબર તરફ દોડયું છે.

આજકાલ સીલૅનમાં ચાહ મુખ્ય પેદાશ થઇ પડી છે. આસરે ઇ. સ. ૧૮૩૯ માં સીલૉનમાં ચાહે પેહેલ વેહેલો દેખાવ દીધેલો કહેવાય છે. એની નીકાશ યુનાઇટેડ–કીંગડમ, રૂશીયા, ઑસ્ટ્રેલીયા, અમેરીકા, આફ્રીકા તેમજ યુરોપના ઘણા ભાગમાં થાયછે. એમ કહેવાય છે કે દર વરસે લગભગ ૧૫ કરોડ રતલ સીલૉનની ચાહ બહાર દેશાવરમાં નીકાશ થાયછે. એ ચાહ મધ્ય પ્રાંત તેમજ યુવા પ્રાંતના પહાડી દેશમાં વધુ ઉગે છે. જેમ ચાહ વધારે ઉંચાઇએ ઉગેલી હોયછે તેમ તે સરસ ગણાય છે. ચાહની એસ્ટેટ મુખ્ય કરીને યુરોપીયન લોકોના હાથમાં છે.

રબરનો વેપાર હાલ બચગીમાં છે પણ તે હાલને આધારે જોતાં સારૂ ભવીશ બતાવેછે. ઇ. સ. ૧૯૦૭ માં ૭ મી સપ્ટેમ્બર સુધીમાં ૩૦૦૨૩૦ રતલ રબર બહાર નીકાશ થયું છે. જે આગલાં વરસ કરતાં રતલ ૯૪૮૨૮) નો વધારો બતાવે છે.

કોકોનો છોડ આસરે ૨૦) વરસ પર ત્રીનીદાદથી અત્રે દાખલ કરવામાં આવ્યો છે. એમાંથી પીવાનો કોકો તથા ચોકલેટ બનાવવામાં આવેછે. એની નીકાશ યુનાઇટેડ કીંગ્ડમ, જર્મની સ્ટેટ્સ, અમેરીકા તથા બ્રીટીશ ઈંડીયામાં થાયછે.

તબાકુની પેદાશ જાફ્નાના દવીપકલ્પમાંજ થાયછે. સીલૉનમાં જાફ્નાના સીગાર બહુ વખણાય છે. ઇ. સ. ૧૯૦૩માં રૂ. ૮૯૪, ૬૮૨ નું તબાકુ બહાર દેશાવર ખાતે ગયું હતું.

સીલૉનની તજ બહુ પુરાણા વખતથી પંકાયલી છે. એની પેદાશ કોલંબોની આસપાસ તેમજ નીગમ્બો ખાતે થાયછે. એ ચીજનો ભાવ મુખ્ય કરીને બાર્સીલોના તેમજ હૅમ્બર્ગમાં સારો ઉપજે છે. અત્રે તજમાંથી તેલ પણ બનાવવામાં આવેછે. જે સંધીવાયુપર અકસીર ગણાય છે. તજનો વેપાર અંજાણ્યા માણસથી થઇ શકતો નથી. કારણકે એ વેપારમાં હાથ ઘાલવા અગાઉ જંગલી તજ અને એસ્ટેટની જુદી જુદી તજની સમજણ લેવી જોઇયે.

સીલૉનમાં એલચી બે જાતની થાયછે. એક જાતને માઇસોર અને બીજીને મલબાર કહેછે. એ એલચીને ગંધકની ધુંઈ આપવાથી સફેદ દુધ જેવી

થાયછે. એ ધોયલી એલચીને ઈંગ્લીશમાં Bleached cardamoms કહેછે, એ ધોયલી એલચી મુખ્ય કરીને યુનાઇટેડ કીંગડમમાં ચઢે છે. તદન વગર ધોયલી એલચીને ગ્રીન એલચી કહેછે. એ ગ્રીન એલચી હીન્દુસ્થાન ખાતે ઘણી જાયછે, એલચીને સીંહલીઝ લોકો કારદામંગુ અને ટમીલ લોકો એલકા કહેછે.

સીલૉનમાં સોપારી બે જાતની હોયછે. સફેદ સોપારી જેને કોટ્ટે પાક કહેછે તે મુંબઇ અને કલકતા વીશેશ જાયછે. બીજી સોપારી કલી પાક મદરાસ ઈલાકામાં જાયછે.

પાલમૈરા (તાડ) નાં ઝાડ જાફ્ના ખાતે બહુ ઉગે છે. એ પાલમૈરા અને કીતુલ ઝાડના રેસા ઈંગ્લંડ, જર્મની વીગેરે ઠેકાણે નીકાશ થાયછે. કીતુલનાં ઝાડની તાડી અત્રે બહુ વખણાય છે. ગુજરાતમાં જે તાડનાં ઝાડો આવેલાં છે તેનો તાડી છેજવા સીવાય બીજો ઉપ્યોગ કરવામાં આવતો નથી. પરંતું એના રેસા કેમ કાઢવા એ શીખવવામાં આવે તો એ ઝાડ બહુ ઉપ્યોગી થઇ પડે છે.

નાળીએરી:—એવો અડસટો કાઢવામાં આવ્યો છે કે સીલૉનમાં આસરે પચાસ લાખ નાળીયેરી છે. એ નાળીયેરીની એસ્ટેટ મુખ્ય કરીને સીંહલીઝ લોકોના હાથમાં છે. નાળીયેરીનું ઝાડ અત્રેના દેશીઓને દરેક રીતે પ્રીય થઈ પડયું છે. એ લોકો ખોરાકમાં ઘીનો ઝાઝો ઉપ્યોગ કરતાં નથી તેનું કારણ ખોરાકમાં મુખ્યતવે નાળીયેરીનું દુધ લેવાતું છે. નાળીયેરને સુકવીને કોપરાં બનાવવામાં આવે છે. એ કોપરામાંથી કોપરેલ બનાવવામાં આવે છે.

મોતીની છીપો:—કોલંબોથી મરીચીકડે જતાં સ્ટીમરમાં આસરે ૧૨) કલાક થાયછે. આગળ મોતીની છીપો સરકાર તરફથી કાઢવામાં આવતી હતી પરંતું હાલમાં યુરોપીયન સીન્ડીકેટ તરફથી એ કામ કરવામાં આવેછે. એ સીન્ડીકેટના અત્રેના એજંટ તરીકે મેસર્સ ઑાઇસ બ્રધર્સની કું કામ કરેછે. એ મોતી ખરીદવાને દર વરસે હીન્દુસ્થાન વીગેરે ઠેકાણેથી મેમણ, હીન્દુ, આરબ વીગેરે વેપારીઓ પાંબનને તેમજ કોલંબોને રસ્તે મરીચીકડે ઉતરી પડે છે. એ વખતે જગેજગ નાનાં નાનાં ઝુપડાંની હાર લંબાયલી નજરે પડે છે. એ મોતીની છીપના ત્યાં સાંજને વખતે લીલાંઉ થાયછે. એ લીલાઉમાં જુદા જુદા કીનારેથી મળેલી જુદી જુદી છીપના લૉટ કરવામાં આવે છે. ધારો જે એક લૉટ એક લાખ છીપનો છે. હવે એ એક લાખ તમે એકી વખતે લેઇ લો તો બીજાને તે ઉપર બીડ કરવા દેતા નથી. પણ એ એક લાખમાંથી ફકત તમો એક હજારજ લેવતો બાકીની છીપ ફરીથી લીલાંઉ કરેછે.

પ્લમબેગો ધાતુ પેન્સીલ બનાવવામાં તેમજ સાંચાકામ સાફ કરવામાં વપડાય છે. એનો વેપાર પણ મુખ્ય કરીને સીંહલીઝ લોકોના હાથમાં છે અને તેમાં તેઓ સારી કમાણી કરેછે. એ ધાતુને સીંહલીઝ લોકો મીરાન કહેછે.

હાથીઃ—સીલૉનના હાથી આખી દુન્યામાં વખણાયલા છે. ઇ. સ. ૧૮૬૩થી ૧૯૦૩ સુધીમાં સીલૉનમાંથી ૨૨૨૫, હાથીઓ રૂપીયા ૮,૮૦,૦૦૦ ની કીમતના નીકાશ થયા છે. હાથીની ઉપર નીકાશ કરતી વખતે રૂ ૨૦૦) કસ્તમ ખાતાંને રોયલ્ટી તરીકે ભરવા પડે છે.

હીરા માણેકઃ—એ ઝવેરાત રત્નાપુરાની ખાણમાંથી જડે છે. એ તરફ રેલ્વે લેઇ જવાનો સરકાર વીચાર રાખે છે.

ઇ. સ. ૧૯૦૩ માં સીલૉનની અંદર જે માલ આયાત થયો છે તેની વીગત નીચે મુજબ છે.

બટરઃ—ઑસ્ટ્રેલીયા તેમજ મુંબઇથી આવે છે. ૧,૩૦,૦૫૧ રતલ બટર ફક્ત મુંબઇથી આવ્યું હતું.

બીસ્કીટઃ—જર્મનીનો હલકો માલ અત્રે બહુ ચાલુ થઇ ગયો છે. કુલ્લે રતલ ૮,૦૮,૭૬૫ બીસ્કીટમાંથી જર્મન બીસ્કીટ રતલ ૩,૩૯,૫૦૯ હતી.

કન્ફેક્ક્સનરીઃ—કુલે ૪,૮૧,૨૨૮ રતલમાંથી ૪,૭૩૪ રતલ બ્રીટીશ ઇંડીયામાંથી અને રા૦ ૧૪,૯૮૫ ઑસ્ટ્રેલીયાથી આવી હતી.

લીલી દરાખઃ—ઓસ્ટ્રેલીયા અને સ્પેનથી.

જાયદી ખજુરઃ—બ્રીટીશ ઇંડીયા (મુંબઇ) માંથી.

સાબુ ચોખાઃ—પીનાંગ અને સીંગાપોરથી.

સુકી માછલીઃ—બ્રીટીશ ઇંડીયા અને માલ્દીવથી.

ઘીઃ—મુંબઇ અને કોકોનાડાથી.

ઘઉંનો આટોઃ—બ્રીટીશ ઇંડીયા અને ઑસ્ટ્રેલીયાથી.

કાંદાઃ—૧,૭૮,૦૦૪ હંદરેડવેટ ઇંડીયાથી આવ્યા હતા.

પોટેટોઃ-હંદરેડવેટ ૮૫,૬૬૪ માંથી હ્રુ૦ ૩૮,૦૩૭ ઇંડીયાથી આવ્યા હતા.

ઇંડાંઃ—૪,૧૫,૯૬૩ નંગ. રૂ. ૭,૯૦૪ ની કીમતનાં ઇંડીયાથી.

દુધનાં ટીનની પેટીઓ ૧૭,૧૪૧ આવી હતી. જેમાં સ્વીસ મીલ્ક મુખ્ય હતું.

ચોખાઃ—કલકતા, રંગુન, કોકોનાડા, મદરાસ, કટક, નેગાપટમ, ચાંદબાલી વીગેરે ઠેકાણેથી આવેછે. ઈ. સ. ૧૯૦૩માં બસ્તા. ૯, ૫૧૯,૫૬૧ આયાત થયા હતા.

કોલબો શહેરનો વેપાર બે ભાગમાં વહેંચાઇ ગયો છે. કોટના ભાગમાં મુખ્ય યુરોપીયન પેઢીઓ નીચે મુજબ છે.

મેસર્સ કારગીલ્સ કું૦ લીમીટેડ. ઍપોથીકરી કું. લીમીટેડ. ટૉમસન ટૉમસની કું વૉકર સન્સની કું. વાઇટવે લેડલોની કું. સાઇમ કું. કારગીલ કું. ની શાખા) લીચમન કું વીગેરે. એ કંપનીઓ જુની અને જાણીતી છે.

મેસર્સ ટૉમસન ટૉમસની કું. એક ઑઇરીશ પેઢી છે. ઉપલી સઘળી કંપની કરતાં એ કંપનીને કોલંબોના પારસી વેપારી સાથે ઘાડો સંબંધ છે.

મેસર્સ લીચમન કું. ને નામની જે યુરોપીયન પેઢી કોટમાં આવેલી છે તે પેઢી કોલંબોવાલા મેસર્સ ફરામજી ભીખાજીની કુંની કોપરેલ મીલના ભાગીદાર કહેવાય છે.

કોટમાં વળી દીલ્હીવાન અને મુર વેપારીઓની મોટી દુકાનો છે. એ લતા તરફ મુર લોકોનો મુખ્ય વેપાર ઝવાહીરનો છે. દીલ્હીવાનનો વેપાર જાત જાતની ક્યુરીઑસીટી, રેશમી કાપડ, રૂપેરી કારીગીરીનો સામાન વીગેરે છે. દીલ્હીવાન વેપારી અત્રે "બોમ્બે મરચંટ" માં ખપે છે જે નામ મને ભુલ ભરેલું લાગેછે. એ દીલ્હીવાન અને મુર વેપારીઓને યુરોપીયન ઉતારૂઓથી બહુ જબરો તડાકો પડે છે.

કોલંબો શહેરનાં મુખ્ય હોટેલ, ગૉલફેસ, ગ્રૅંડ ઓરીએન્ટલ હોટેલ, બ્રીસ્ટલ હોટેલ, લૉર્ડ નેલ્સન હોટેલ, ગ્લોબ હોટેલ વીગેરે આવેલાં છે. જેમાંના ગૉલફેસ સીવાય બાકીનાં બધાં કોટમાં આવેલાં છે.

કોટમાં જોકે પારસી વેપારી પેઢી હજુ સુધી ઉભી થઈ નથી તોપણ સીલૉન બેકરી અને બ્રીટૅનીયા રેસ્ટોરાં પારસી માલેકીને માટે મગરૂર છે. સીલૉન બેકરીની શરૂઆત ઈ૦ સ૦ ૧૮૭૫ માં બેહેસ્તી ભીમજીભાઇ પેસ્તનજી બીલીમોરીયાને હાથથી થઇ હતી. એ બેકરી સીલૉનના ગવર્નરના આસરા હેઠળ છે અને કોલંબોમાં દરેકને જાણીતી છે.

હવે કોટને છોડી પેટાના વેપારને પકડીયે.

પેટામાં કાપડના વેપારમાં મુર અને પરવા વેપારી મુખ્ય ભાગ ભજવે છે. એ સઘળી દુકાનો મુખ્ય કરીને મેન સ્ટ્રીટમાં આવેલી છે. એ વેપાર નફાકારક છે કે નહી તે કહી શકાતું નથી. કારણકે હાલમાં હરીફાઈ ઘણી વધી પડી છે અને તેટલા માટે એ વપારમાં અનુભવ વગર માથું મારવું સલામતી ભર્યું નથી.

એચ. દૉન કરોલીસ ઍંડ સન્સ પેટા ખાતે ફરનીચર વીગેરેના મોટા બેપારી છે.

પેટાનો બાકાનો ખાધ ખોરાકી જેવા કે ચાવલ, ઘી, ખાંડ, અનાજ આટો વીગેરે જથાબંધ વેપાર પારસી તેમજ વોહરાજીઓના હાથમાં છે.

કોલંબો ખાતે જે વેપાર પારસી તેમજ વોહરા વેપારીઓના હાથમાં છે તે કાંઈ પણ ફેરફાર વગર આગળની બાવા આદમના વખતની રૂઢી રાખી રહયોછે એ રૂઢીમાં ફેરફાર કરવાનો વખત આવી લાગ્યો છે. આગળો વેપાર હરીફાઇ વગરનો

હતો. પરંતુ હાલમાં હરીફાઈ ઘણી વધી પડી છે. અત્રેના દેશી વેપારીઓ હવે વધારે ચંચળ અને બહારના વેપારથી માહીતગાર થતા જાય છે. તેટલા માટે અત્રેના વોહરા તેમજ પારસી વેપારીઓએ એક "ગુજરાતી ચેમ્બર ઓફ કમર્સ" સ્થાપી પોતાના લાભો સાચવતાં શીખવું જોઇયે. એ મંડળીમાં અમુક માલ કેટલા દીવસની મુદતે આપવો તે નક્કી કરવું જોઇયે. એ ચેમ્બરે શું કામ કરવું અને શું નકી કરવું તે હું અત્રે વીગતવાર દર્શાવવા ઇચ્છતો નથી. એ કામ વેપારીઓનું છે. એવી દેશી ચેમ્બર ઑફ કમર્સ કલકતા તેમજ મુંબઇ ખાતે પણ હસ્તી ધરાવે છે.

શેઠ કરીમજી જાફરજી અત્રે શાહ વેપારી ગણાયછે. એવણનુ નામ સીલોનમાં મશહુરછે. એવણે પોતાની દોલત આગલના માલદીવના વેપારમાં ભેગી કીધેલી કહેવાયછે. એ શેઠને અત્રેના ઘણા વતનીઓ પારસી તરીકે ઓળખવાની ભુલ કરેછે. જોકે હાલમાં એ બાબતની સમજણ આપવાથી એ ભુલ ઘણેક દરજે દુર થઇછે. એવણે અત્રે કેટલીક સખાવત પણ કીધી છે. એવણ એક જબરા સાહસીક વેપારીછે. કરીમજી શેઠ વેપારની હરીફાઈમાં પેહેલે નંબરે આવેછે. એવણના વડા દીકરાજાફરજીએ અત્રેની રૅાયલ કૅાલેજ માં કેળવણી લીધીછે. અને હાલ કેટલુંક થયું પોતાના બાપીકા ધંધામાં જોડાયછે.

શેઠ મહમદભાઈ અલીભાઈ ઉપલા શેઠના પીત્રાઇ ભાઇ થાયછે. આગળ બંને ભાઇઓ સાથે વેપાર કરતા હતા. પરંતુ આસરે પાંચેક વરસ થયાં શેઠ મહમદભાઇ જુદા પડી ગયાછે. અને પોતાની પેઢી ઇ. જી. આદમ અલીની કુાં ને નામથી ચલાવેછે. એવણના બેટાઓ મી. ઈસુફઅલી, ગુલામહુસેન, અનેઆદમઅલી પોતાના પીતાને બહુ મદદ કર્તા થઇ પડયા છે. એ પેઢીનો મુખ્ય વેપાર ચોખાનો છે.

મેસર્સ. ટી.એ.જે. નુરભાઇની કુાં પણ અત્રેના સાહસીક વેપારીઓછે. એ કંપનીના વડા ભાગીદાર મી૦ તૈયબઅલી ઈંગ્લીશ ભાષા ઉપર સારો કાબુ ધરાવેછે.

આગળી આદમજી લુકમાનજીની કુાં, મી૦ જમશેદજી રૂસ્તમજી જેવા કુશળ પારસી ભાગીદાર ધરાવતી હતી. થોડુંક થયું મી૦] જમશેદજી અને મી૦ આદમજી જુદા પડી ગયાછે અને દરેક પોતાનાં જુદાં નામથી વેપાર ચલાવેછે. શેઠ આદમજી લુકમાનજી બહુ નરમ સ્વભાવના એકમાર્ગી ગ્રહસ્થછે. હાલમાં એવણે આગળી "મહમદીયા કોપરેલ મીલ" ખરીદીને પોતાના વેપારમાં વધારો કીધો છે.

મી૦ એ. જીવનજી માલીબાન સ્ટ્રીટમાં ઘણેક વખત થયાં સોડાનું કારખાનું ચલાવેછે. એવણની સ્વદેશી હીલચાલમાં ગુજરાતી ભાઇબંધોએ ટેકો આપવો જોઇયે છે.

મી૦ જાનુ હુસેન અત્રે ચોખાના જબરા વેપારી છે. એવણની બીજે ઘણેક ઠેકાણે શાખાઓ આવેલી છે. એ લોકો ઈંગ્લીશ ભાષાની કેળવણી વગર જે લખો રૂપીઆની ઉઠળ પાથળ કરેછે તે અજાયેબી પમાડે તેવું છે.

પારસી વેપારીઓમાં મેસર્સ. ફરામજી બીખાજીની કું. પેહેલી પંકતીએ આવે છે. એ પેઢી પારસીઓમાં સૌથી જુની અને જાણીતી છે. એ પેઢી વળી કોલંબોની પારસી અંજુમનનાં ફંડનો હીસાબ રાખવાનું પણ માન ધરાવે છે. તથા કોપરેલની મોટી મીલ ચલાવે છે. કોલંબોનાં પારસી રૂવાનોને અવલમંજળ પુગાડવા માટે એ કંપનીએ એક એલ્યુમીનીયમની ગાડી ગેઆંન શીખે અત્રેની અનજુમનને ભેટ કીધી છે જે ગાડી બહુ ઉપયોગી થઇ પડી છે. એ પેઢીના મુખ્ય ભાગીયા મી૦ પેસ્તનજી દીનશાહ ખાન, સીલોનનાં પારસીઓમાં પેહેલા વેહેલા "જસ્ટીસ ઓફ ધી પીસ,, અને સરકાર તરફથી નીમાયલા મ્યુનીસીપાળ કાઊનસીલર છે. એવણ એક ચુરત થીઓસોફીસ્ટ છે. તેમ છતાં એવણ પોતાની કોમની જાહેર હીલચાલમાં કાંઇપણ ભાગ નહી લેતાં એકાંતવાસ વધારે પસંદ કરતા દીસે છે.

એ પેઢીના બીજા ભાગીયા મી૦ મંચેરશાહ ફરામજી ખાન છે. જેવણ પણ મી૦ પેસ્તનજીની ગેરહાજરીમાં સરકાર તરફના મ્યુનીસીપલ કાઉન્સીલરનો હક ભોગવે છે. એવણ શેઠ કેળવણી પામેલા પણ સાદા જરથોસ્તી છે એવણ કોલંબોની પરકોમને સારી મદદ કરતા જણાય છે. એવણ શેઠ જા ચાહે તો પોતાના હમજાતીઓને માટે ઘણું કરી શકે તેમ છે.

મી૦ જમશેદજી રૂસ્તમજી બીલીમોરીયા જેવણ આગલ આદમજી લુકમાનજીની કું માં ભાગીદાર હતા તેવણ હાલ થોડાંક વરસ થયાં પોતાને નામથી વેપાર ચલાવે છે. એવણનો વપાર કરીઆણું, ચીનાઈ ખાંડ, કેરોસીન, અનાજ વીગેરેનો છે. એવણે કોલંબોની પારસી આરામગાહ આગળ અંજુમનની જગ્યા ઉપર બે મકાન ધર્મક્રીયા વીગેરે વપડાસ માટે બંધાવી આપ્યાં છે. જેમાંનું એક પોતાનાં નામથી તેમજ બીજું એવણનાં ધણીયાણી બાઇ વીરબાઇજીને નામથી છે.

વળી કોલંબો ખાતે આવેલાં "Victoria Home for Incurables" (નહીં સારાં થઇ શકે એવા દરદીની હૉસ્પીટલ) માં એવણે પોતાનાં ધણીયાણીને નામથી રૂ ૨૦૦૦) ની બક્ષીશ એવી શરતે કીધી છે કે જ્યાં સુધી એ ખાતું ચાલે ત્યાં સુધી ઉપલા મુદતનું બ્યાજ એ ખાતાંના દુખી દરદીઓને માટે વાપરવું. પરંતું જો નહી ધારેલા સંજોગોએ એ ખાતું બંધ પડે તો એ મુદલનું બ્યાજ બીજી કોઇ સરકારી હૉસ્પીટલમાં વાપરવું. એવણ શેઠ જરથોસ્તી કોમ તરફ ઘણી રેહેમ લાગણી ધરાવે છે. એવણના વડા બેટા મી૦ કાવશાહ હાલ કેટલુંક થયું પોતાના બાપીકા વેપારમાં જોડાયા છે.

મી० રૂસ્તમજી મંચેરજી અત્રેના જુના વેપારી છે. એવણનો મુખ્ય વેપાર આટાનો છે.

મી० રૂસ્તમજી ખરશેદજી અત્રે દુબાશનો ધંધો કરનાર પેહેલવેહેલા અને એકલાજ છે.

મી० પાલનજી નવરોજી કાપડીયા અત્રેના એક સાહસીક વેપારી છે. એવણનો આટાનો વેપાર મુખ્ય છે. એવણ સાદા અને એકમાર્ગી ગ્રહસ્થ છે.

મી० રતનજી પેસ્તનજી ભુરી બીલીમોરાના વતની છે. એવણનો આટાનો વેપાર મુખ્ય છે. એવણ કમીશન એજંટનું પણ કામકાજ કરેછે.

મી० ફરદુનજી. ઈ. વૈદ અત્રેની ઓરીયંટલ ગવર્નમેંટ સીકયુરીટી લાઇફ ઍસ્યુરંસ કંપનીના પેહેલ વેહેલા પારસી તરીકે સેક્રેટરી હોવાનું માન ધરાવે છે. એવણ એક કાબેલ ગ્રહસ્થ છે.

મી० દાદાભાઇ નશરવાનજી ગોવેવાળાનું નામ અત્રે દરેક કોમને જાણીતું છે. એવણે સર વેસ્ટ રીજવેના વખતમાં માલદીવની ખટપટમાં આગેવાની ભરેલો ભાગ લીધો હતો. એવણે માલદીવના સુલતાનના પ્રાઇવેટ સેક્રેટરીનો હોદો પણ થોડોક વખત સુધી ભોગવ્યો હતો.

સીલૉન વૉરફેજ કંપની લીમીટેડ : એ કંપની બ્રીટીશ ઈંડીયા સ્ટીમ નૅવીગેશન કંપનીની એક શાખા છે. એ કંપનીનું કામ સ્ટીમરની ઉપર માલ ચઢાવવાનું તેમજ સ્ટીમર પરથી ઉતારી પોતાનાં યા સરકારી ગોડાઉનમાં તે માલ રાખવાનું છે. એ કંપનીમાં મોટા ઘોંટાળા ચાલુ થતા રહયાથી હાલમાં થોડાંક વરસ થયાં સુપરીનટેન્ડન્ટ તરીકે પારસીઓને રોકવામાં આવ્યા છે. હાલમાં આસરે નવ પારસી બીરાદરો એ કંપનીમાં કામ કરેછે. તેમ છતાં એ કંપનીમાં જે ગેર વ્યવસ્થા આગળથી ચાલુ હતી તે કાંઈ સદંતર દુર થઇ નથી.

મી० હોરમસજી દીનશાહ (બાલીયા) હાલમાં દલાલનું કામ કરવા ઉપરાંત કૉંબે યુનીયન કલબના સેક્રેટરી હોવાનું માન ધરાવે છે. ઉપલી કલબની સ્થાપના એવણની જાતી મેહેનતથી થવા પામી છે. એવણ એક સ્વતંત્ર વીચારના ચંચળ હગ્રસ્થ છે.

સીલૉનના પારસી વૉલનટીયર : પેહેલ વેહેલા પારસી વૉલનટીયર હોવાનું માન ડૉકટર રૂસ્તમજી પેસ્તનજી (બીલીમોરીયા) ને ઘટે છે કે જેવણ વળી અત્રે પેહેલવેહેલા સરકારી ડૉકટર અને લેફટેનન્ટ હોવાનું પણ માન ધરાવે છે. નામદાર મહારાજા એડવર્ડના રાજ્યાભીશેક વખતે સીલૉનમાંથી જે પારસી વૉલનટીયરને ચુંટી કાઢવામાં આવ્યા હતા તેવણ મી० દીનશાહ પીરોશાહ બીલીમોરીયા છે. એવણ હાલમાં તોપખાનાંમાં કૉરપોરલ છે. સીલૉનમાં આસરે અરધો ડજન પારસી વૉલનટીયર છે.

# હીંદુ મંડલ.

આ ટાપુ ઉપર જે ગુજરાતી હીન્દુઓ વસેછે તેઓનો મોટો ભાગ મહેતાગીરીની નોકરીમાં રોકાયલો છે. જોકે પાંચ વરસ પેહેલાં, કચ્છી, ગુજરાતી, કાઠીયાવાડી હીંદુની સંખ્યા વીશ ઉપર ન હતી પણ હાલમાં ઈશ્વિવર કૃપાથી લગભગ ૧૦૦ માણુસની વસ્તી થવા જાયછે તેમાં બે ચાર નાની મોટી દુકાનો પણ હસ્તી ધરાવે છે. એ ખુશી થવા જેવું છે. હાલમાં લગભગ દશ બાર જણુ બાળ બચ્ચાં સાથે રહેછે જ્યારે પાંચ વરસ પહેલાં ફક્ત એકાદ બે કુટુંબ બાળ બચ્ચાં સાથે રહેતાં હતાં.

જ્યારે હીંદુ વસ્તી થોડી હતી ત્યારે જેટલો સલાહ સંપ હતો તેટલો આજે જોવામાં આવતો નથી એ ખેદ થવા જેવું છે. કોમમાં ઐક્યતા અને ભાઈબંધી વધારવામાં હું મોટો અને તું નાનો એવી વાત ભુલી જવી જોઈયે. એ કોમમાં મુખ્ય વેપારી પેઢી મેસર્સ મગનલાલ નાથાલાલની છે. જેઓનો મુખ્ય વેપાર ચોખાનો છે.

અત્રે હીંદુ ભાઈઓ માટે વીસીની એક ખાસ જરૂર છે.

# બાંબે યુનીયન કલબ. (કોલંબો)

બાંબે યુનીયન કલ્બની સ્થાપના ઇ. સ. ૧૯૦૫ માં મી૦ એચ. દીનશાહની મેહેનતથી થવા પામી છે. એને શરૂઆતમાં કોલંબો શહેરના જાણીતા પારસી અને મુસલમાન વેપારીઓ તરફથી સારો ટેકો મલ્યો છે. એ કલ્બ પ્રીન્સ સ્ટ્રીટમાં આવેલી છે અને તે ગુજરાતી ભાષા જાણનાર પારસી, હીન્દુ અને મુસલમાન ભાઇઓને માટે ખુલ્લી છે. એ એક રીડીંગ રૂમની ગરજ પણ સાચવે છે. હજુતો એ દુધમળ બાળક છે અને તેથી શરૂઆતમાં જો કોઇ ખામીઓ નજરે પડે તો તે સુધરાવવાની દીલસોજી ભરેલી રીતે સુચના કરવી જોઇયે. પરંતુ સભાસદો જો આપનો ખાર બાઈ પર કાઢે તો તેથી એવાં સાર્વજનીક કામને નુકશાન પુગે છે. બોલવું જેટલું સહેલું છે તેટલું કરી બતાવવું સહેલું નથી.





બાંબે યુનીયન કલબ ( કોલંબો )

## ચોપડી મલવાનાં ઠેકાણાં.

રૂસતમજી પેસતનજી ભુરી

બજાર સ્ટ્રીટ, બીલીમોરા.

રતનશાહ રૂસ્તમજી

No. 16, Keyzer Street, Pettah, Colombo.

**H. DINSHAW Esq.**

**BOMBAY UNION CLUB,**

**PRINCE STREET, COLOMBO.**